" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા," પુ. ૧૭ મું.

# પૈસાદાર કેમ થવાય?

## ( ગૃહપ્રબંધશાસ્ત્ર. )

ડૉ. સેમ્યુઅલ સ્માઇલ્સના 'થ્રિફ્ટ' નામના અંગ્રેજી પુસ્તક
ઉપરથી થયેલા હિન્દી પુસ્તકના
અનુવાદક
દાહ્યાભાઇ હિંમતલાલ રાવત,
( વડોદરા. )

यस्य हस्ते धनं स जयति ।
धनहीनः कलत्रेणापि परित्यज्यते किं पुनरन्यैः ।

" જેના હાથમાં ધન છે તેની જ દુનિયામાં જીત છે. નિર્ધનને તેની સ્ત્રી પણ ત્યજી દે છે તો પછી બીજાઓની તો વાત જ શી ?"

नी. वा.

પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા,
મેનેજર—" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા "; અમદાવાદ.

કિંમત એક રૂપીઓ.

# હમેશાં દૃષ્ટિ સામે રાખો !



૧. કદિ પણ નિરાશ થશો નહિ—" લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે. "
૨. જે પોતાની સઘળી આવક ખર્ચી નાંખે છે, તે ટુંક સમયમાં ભીખારીની હાલતે પહોંચે છે.
૩. " गया वक्त फिर हाथ नहीं आता. "
૪. શ્રમ, સંયમ અને કરકસરપણાનો અભ્યાસ પાડો; પરંતુ " કંજુસ " તો કદી ન જ બનો.
૫. યોગ્ય વિશ્રામ લ્યો અને વ્યાયામની ટેવ પાડો.
૬. જો તમે એક રૂપિયો પેદા કરતા હો તો તેમાંથી બાર આના કરતાં કદિ પણ વધારે ખર્ચ કરો નહિ.
૭. જે પોતે પોતાને મદદ કરે છે તેને જ ઈશ્વર મદદ કરે છે.
૮. આજનું કામ કાલ ઉપર મુલતવી રાખો નહિ.
૯. દેવાના દાસ ન બનો.
૧૦. પ્રામાણિકપણું અને નીતિનું સતત સેવન રાખનાર અખૂટ દોલતનો માલીક બને છે.
૧૧. सत्यमेव जयते—આખરે સત્યનોજ જય છે, માટે સત્યાગ્રહી થાઓ.
૧૨. નીચ નોકરીને લાત મારી " પ્રામાણિક વેપારી " થાઓ.
૧૩. વેપાર દ્વારા જ અઢળક ધન-સંપત્તિ મેળવાય છે.
૧૪. व्यापारे वसन्ति लक्ष्मी:—વેપારમાં લક્ષ્મીનો વાસો છે.

# આદર્શ કથા.

એક મચ્છર શિયાળાના દિવસોમાં ભૂખથી આકૂળ-વ્યાકૂળ થઈ મધમાખીઓ પાસે ગયો અને બોલ્યો:– "કૃપા કરીને મને થોડું મધ આપો; ભૂખથી મારો જીવ નિકળી જાય છે."

એ સાંભળી એક મધમાખીએ પૂછ્યું, "તેં આખો ઉનાળો કેવી રીતે પસાર કર્યો ?"

મચ્છરે જવાબ આપ્યો, "મેં આખો ઉનાળો હરવા ફરવામાં અને એશઆરામમાં વિતાડયો, પણ શિયાળાની કંઈ ફીકર કરી નહિ."

મધમાખી બોલી, "ત્યારે તું તારે રસ્તે ચાલ્યો જા. અમારી રીત તારાથી ઉલટી છે. અમે ઉનાળામાં સખ્ત મહેનત કરીએ છીએ અને ચોમાસાને માટે સંગ્રહ કરી રાખીએ છીએ. જે ઉનાળામાં કંઈ પણ સંગ્રહ કરતા નથી અને કેવળ બેફીકરાઈથી યથેચ્છ ફર્યા કરે છે, તેણે શિયાળામાં ભૂખે મરવું જ જોઈએ."

# અમૂલ્ય વચનો.

( ૧ )

If thou art rich, thou' art poor;
For, like an ass whose back with ingots bows,
Thou bear'st thy heavy riches but a journey,
And death unloads thee—*Shakespeare.*

જો કે તમારી પાસે ધન છે, પરંતુ તમને તે સારી રીતે ખર્ચ કરતાં આવડતું નથી, તો તે તમારા માથા ઉપર એક જાતનો એવો બોજો છે કે જે મરતી વખતે જ ઉતરશે.—**શેક્સપિયર.**

( ૨ )

I care not much for gold or land;
Give a mortgage here and there,
Some good bank stock—some note of hand,
Or trifling railway share;
I only ask that Fortune send,
A little more than I can spend.

( *Oliver Wendell Holmes* )

ગમે તે મળે અને ગમે તેટલું મળે, મને તેની પરવા નથી. હું ફક્ત એટલું જ માગું છું કે મને મારા ખર્ચ કરતાં કંઇક વધારે મળ્યાં કરે.

**—ઓલીવર વેંડલ હોલમેજ.**

( ૩ )

Be thrifty, but not covetous; therefore give
Thy need, thine honour and thy friend his due,
Never was seraper brave man. Get to live,
Then live, and use it, else it is not true

**That thou hast gotton surely use alone**
**Make money not a cotemptible store.**

*George Herbert.*

કરકસરીયા બનો, પણ કંજુસ કદાપિ ન બનો. પોતાની જરૂરીયાતો પૂરી પાડો, પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખો, મિત્રોની સાથે ભલાઈ રાખો, ધન પેદા કરો અને તેનો સદુપયોગ કરો. સદુપયોગ જ ધનને કાર્યકારી તથા સારા બનાવી દે છે, નહિ તો ધન ઘણું જ ઘૃણિત અને તુચ્છ પદાર્થ છે.—**જ્યોર્જ હર્બર્ટ.**

( ૪ )

પ્રામાણિકપણાની સાથે જેમ બને તેમ ઉત્તમ ઉપાયોથી જ રૂપિયા પેદા કરો; પરંતુ એ હમેશાં યાદ રાખો કે એ રૂપિયા જમીનમાં દાટવાને માટે અથવા બહારની ટાપટીપમાં નકામા ખર્ચી નાંખવાને માટે જ નથી, પણ તે સ્વતંત્રતાથી સુખપૂર્વક જીવન વ્યતિત કરવાને માટે છે. **—રોબર્ટ બર્ન્સ.**

( ૫ )

**अर्थदूषणः कुबेरोऽपि भवति भिक्षाभाजनम् ।**
**अतिव्ययोऽपात्रव्ययश्च भवत्यर्थदूषणम् ।**

અપાર ધનશાળી કુબેર પણ જો આવક કરતાં અધિક ખર્ચ કરે તથા અપાત્રોમાં ખર્ચ કરે. તો કોઇ ને કોઇ એક દિવસ ભિખારી થઇ જાય. **—नीतिवाक्यामृत.**

( ૬ )

**स सदैव दुःखदुःस्थितो यो मूलधनमसंवर्द्धयन्ननुभवति ।**
**नी. वा. ।**

જે પોતાની પુંજીને વધાર્યા સિવાય તેમાંથી જ ખાય છે તે છેવટે દુઃખી જ થાય છે. તેની આર્થિક સ્થિતિ કદી સુધરતી નથી.

# અર્થ—સમુદ્દેશ.

यतः सर्वप्रयोजनसिद्धिः सोऽर्थः। सोऽर्थस्य भाजनं योऽर्थानुबन्धेनार्थमनुभवति। अलब्धलाभो लब्धपरीक्षणं रक्षितविवर्धनं चेयार्थानुबन्धाः। तीर्थमर्थेनासम्भावयन्मधुछत्रमिव सर्वात्मना विनश्यति। धर्मसमवायिनः कार्यसमवायिनश्च पुरुषाः तीर्थम्। तादात्विक-मूलहर-कदर्येषु नासुलभः प्रत्यवायः। यः किमप्यसञ्चित्योत्पन्नमर्थमपव्ययति स तादात्विकः। यः पितृपैतामहमन्यायेनानुभवति स मूलहरः। योभृत्यात्मपीडाभ्यामर्थं सञ्चिनोति स कदर्यः। तादात्विकमूलहरयोरायत्यां नास्ति कल्याणम्। कदर्यस्यार्थसंग्रहो राजदायादतस्कराणामन्यतमस्य निधिः।

—:श्रीसोमदेवसूरिकृतनीतिवाक्यामृतस्य।

ભાવાર્થ—જે વડે મનુષ્યોની સઘળી જરૂરીયાતો પુરી પડે છે—સમસ્ત પ્રયોજનોની સિદ્ધિ થઇ શકે છે, તેને અર્થ અથવા ધન કહે છે. જે ધનને વ્યવસ્થાપૂર્વક ભોગવે છે, તે જ ધનને પાત્ર અથવા અધિકારી થઇ શકે છે. ધન પ્રાપ્ત કરવું, પ્રાપ્ત કરેલા ધનનું સારી રીતે રક્ષણ કરવું અને તેને વધારવું, એ ત્રણ વાતોને અર્થાનુબન્ધ કહે છે. ધનને ધર્મ સંબંધી તથા સમાજ સંબંધી પરોપકારાદિ કાર્ય કરનારા પુરૂષોની સેવા તથા ભરણપોષણમાં ખર્ચવું જોઇએ. એ લોકો એક પ્રકારનાં તીર્થ છે, કેમકે તેમનાથી બીજાઓનું કલ્યાણ થાય છે—બીજાઓને તેઓ દુઃખમાંથી ઉગારે છે. જે ધન તીર્થોની સેવા અર્થે કામમાં નથી આવતું તે ટુંક સમયમાં પોતાની મેળે નષ્ટ થઇ જાય છે—કોઇના ઉપયોગમાં આવતું નથી. તાદાત્વિક, મૂલહર, અને કદર્ય પુરૂષો ઉપર સહેલાઇથી દુઃખ આવી પડે છે. જેઓ કમાય છે ખરા, પરંતુ તેમાંથી કંઇ પણ ન બચાવતાં સઘળું ખર્ચી નાંખે છે, તેમને તાદાત્વિક કહે છે. જેઓ પોતાના બાપદાદાઓનું ધન અન્યાયને

માર્ગે વાપરી નાંખે છે, તેમને મૂલહર કહે છે. અને જેઓ પોતાનાં નોકર ચાકરોને તેમજ પોતાની જાતને પણ દુઃખ દઈ કંજુસપણું કરી ધન એકઠું કરે છે—નથી પોતે ખાતો કે નથી બીજાને ખાવા દેતો, તેઓને કદર્ય કહે છે. તેમાંથી પહેલા બે પ્રકારનાં મનુષ્યોને તો આગાઉથી જ દુઃખ ભોગવવું પડે છે અને છેલ્લા કદર્યનું એકઠું કરેલું ધન રાજા અથવા તો ચોર બેમાંથી એકના ઉપયોગમાં આવે છે.

**નીતિવાક્યામૃત.**

---

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.



ડૉકટર સેમ્યુઅલ સ્માઇલ્સનો જન્મ હૅડિંગટનમાં ઇ૦ સ૦ ૧૮૧૨ ના ડીસેમ્બરની ૨૩ મીના રોજ થયો હતો. એ અગિયાર ભાઇ બ્હેન હતાં. સેમ્યુઅલે પ્રારંભમાં ગ્રામર સ્કૂલમાં કેળવણી લઇ ચૌદ વર્ષની ઉમ્મરે એક ડૉકટરની દુકાનમાં નોકરી લીધી હતી. મિ. લેવિંસ નામનો ગૃહસ્થ એ દુકાનનો ભાગીદાર હતો. ઇ૦ સ૦ ૧૮૨૯ માં તે સેમ્યુઅલને લઇ લીથ ચાલ્યો ગયો. સેમ્યુઅલ સ્માઇલ્સે ત્યાં રહી થોડા દિવસમાં જ મેટ્રિકયુલેશનની પરીક્ષા પસાર કરી અને મેડિકલ કૉલેજમાં પ્રવેશ કર્યો. પરિશ્રમના બળથી સેમ્યુઅલે ઇ. સ. ૧૮૩૨ માં ડૉકટરની પરીક્ષામાં સફળતા મેળવી અને ચિકિત્સા કરવાની સનંદ લઇ એડિનબર્ગમાં ડૉકટરના ધંધાની શરૂઆત કરી. પરંતુ એ વ્યવસાયમાં જોઇએ તેવી કમાણી નહિ થવાથી એ કાર્ય ત્યજી દઇને તેણે રસાયન વિદ્યા તથા સ્વાસ્થ્યરક્ષા વગેરે વિષયો ઉપર સાર્વજનિક વ્યાખ્યાન આપવાનો આરંભ કર્યો. તે સિવાય તેમના તરફથી ઇંગ્લાંડના પ્રસિદ્ધ વર્ત્તમાનપત્રોમાં ઉત્તમ લેખ પણ આવવા લાગ્યા. એ કાર્યમાં તેમને સારી સફળતા મળી. ડૉકટરના ધંધા કરતાં પણ એમાંથી સારી કમાણી થવા લાગી. ઈ. સ. ૧૮૩૭ માં તેમણે 'ફિઝિકલ એજ્યુકેશન' નામની ચોપડી લખી તેની ૭૫૦ નકલો છપાવી. પરંતુ તે ઘણા જ લાંબા વખત પછીથી ખપી ગઇ. લોકોને એ ચોપડી પસંદ પડી નહિ. કેટલાક માણસોએ તો તેની નિંદા પણ કરી. ઈ. સ. ૧૮૩૮ માં તે લંડન ગયા અને ત્યાંથી નિકળતા લીડ્સ નામના પત્રના સંપાદક થયા. એ કાર્ય તેમણે લગભગ ચાર વર્ષ સુધી કર્યું. ત્યાર પછી ઇ. સ. ૧૮૬૬ સુધી તેઓ એ રેલ્વે

કંપનીઓના ઉપમંત્રી તથા મંત્રી તરિકે રહ્યા. ઈ. સ. ૧૮૬૭ માં તેઓ નેશનલ પ્રોવિડન્ટ સોસાયટીના સભાપતિ થયા અને ત્યાં તેમણે ૧૮૭૧ માં સૂધી કામ કર્યું. એ અરસામાં તેમણે રાજનૈતિક તથા સામાજિક સુધારા તરફ લક્ષ્ય દોરવ્યું અને વખત મેળવીને ઉદ્યોગી પુરૂષો તથા નિર્ધન સાહસી વિદ્યાર્થીઓનાં જીવનચરિત્ર લખ્યાં.

તેમનું સૌથી પ્રસિદ્ધ પુસ્તક ' સેલ્ફ હેલ્પ ' અથવા ' જાત મહેનત ' ઈ. સ. ૧૮૫૯ માં પ્રકાશિત થયું. એ પુસ્તકથી જનસમાજમાં તેમની સારી ખ્યાતિ પ્રસરી ગઇ. પહેલા વર્ષમાં જ તેની ૨૦ હજાર નકલો વેચાઇ ગઇ. ઇ. સ. ૧૮૮૯ સૂધી તેની દોઢ લાખ નકલો ખપી ગઇ હતી, અને અત્યાર સૂધી તો કોણ જાણે કેટલીયે વેચાઈ ગઈ હશે. લગભગ બધી મુખ્ય મુખ્ય ભાષાઓમાં એ પુસ્તકનાં ભાષાંતર થયાં છે. ત્યાર પછી તેમણે ઇ. સ. ૧૮૭૧ માં ' કેરેક્ટર ' ( સદ્વર્તન ), ૧૮૭૫ માં ' થ્રિફ્ટ ' ( કરકસર ), ૧૮૮૦ માં ' ડયુટી ' ( કર્ત્તવ્ય ), અને ૧૮૮૭ માં ' લાઇફ એન્ડ લેબર ' ( જીવન અને શ્રમ ) નામનાં પુસ્તક લખ્યાં. તેમનાં બધાં પુસ્તકો કરતાં એ પાંચ પુસ્તક સૌથી અધિક પ્રસિદ્ધ છે. પ્રત્યેક પુસ્તકાલયમાં એ પુસ્તકો અવશ્ય રાખવામાં આવે છે. એ પુસ્તકો વાંચવાથી આળસુમાં આળસુ તથા અધમમાં અધમ માણસ પણ ઉદ્યોગી, સાહસી, સદાચારી, કર્ત્તવ્યનિષ્ઠ અને શ્રેષ્ઠ થઈ શકે છે.

ઇ. સ. ૧૮૭૮ માં તેમણે જ્યોર્જ મૂરનું જીવનચરિત્ર લખ્યું. એ વર્ષમાં એડિનબર્ગ યુનિવર્સિટીએ તેમને એલ. એલ. ડી. ની માનનીય પદવીથી વિભૂષિત કર્યા. ડૉ. સેમ્યુઅલ ઇટાલી પણ ઘણીવાર જઈ આવ્યા હતા. ત્યાંના લોકોએ તેમની તથા તેમનાં પુસ્તકોની સારી કદર કરી હતી. તે અંતની ઘડી સૂધી સાહિત્યની સેવા કરતા

રહ્યા હતા. ઇ. સ. ૧૯૦૪ ના એપ્રીલ માસની ૧૬ મીના રોજ કેંસિંગટનમાં તેમનો દેહાંત થયો.

સ્માઇલ્સ સાહેબનું જીવનચરિત્ર ઘણુંજ મહત્વપૂર્ણ તથા શિક્ષાપ્રદ છે. તે ટોમ્સ મેકીન નામના ગૃહસ્થે ઇ. સ. ૧૯૦૫ માં લખ્યું છે. સ્થળ સંકોચને લીધે તેનો ઘણો જ સંક્ષિપ્ત સાર અત્રે આપવામાં આવ્યો છે, અને તે કેવળ એટલા માટે જ કે એથી આ પુસ્તક વાંચનારને મૂળ લેખકનો થોડો ઘણો પરિચય થાય.

ડૉ. સેમ્યુઅલ સ્માઇલ્સના પુસ્તકો ઘણાં જ સરલ તથા પ્રભાવશાળી છે. તેમણે પ્રત્યેક વિષયને ઉદાહરણો દ્વારા એવી તો સરલ તથા ચિત્તાકર્ષક ભાષામાં સ્હમજાવવાનો પ્રયત્ન કર્યો છે કે, જેથી સાધારણમાં સાધારણ બુદ્ધિવાળા માણસ પણ સ્હેલાઇથી સ્હમજી શકે છે.

પ્રસ્તુત પુસ્તક કેટલું ઉપયોગી તથા ગરીબ ભારતવર્ષને માટે કેટલું લાભકારી છે તે વિષે વિશેષ કાંઇ પણ કહેવાની જરૂર નથી. કેવળ ડૉક્ટર સેમ્યુઅલ સ્માઇલ્સના પોતાના જ શબ્દો અત્રે ટાંકી દેખાડવા બસ થશે. તે પોતાની પ્રસ્તાવનામાં લખે છે કેઃ—

"ખરૂં જોતાં આ પુસ્તકને સેલ્ફ–હેલ્પ ( જાત મહેનત ) તથા કેરેક્ટર ( સદ્વર્તન ) ની પ્રસ્તાવના જ માનવી જોઇએ. કેમકે કરકસર એ જાત મહેનત તથા સદાચારનું મૂળ છે. જો કે મેં મારાં બીજાં પુસ્તકોમાં પણ રૂપિયાના સદુપયોગ તથા દુરૂપયોગના સંબંધમાં ઘણું લખ્યું છે; પરંતુ એ વિષય એવો છે કે તેને જેટલી વાર વધારે સ્હમજાવવામાં આવે તેટલી વાર વધારે લાભદાયક છે. સત્યપરાયણતા, દયાળુતા, ઉદારતા, આત્મનિર્ભરતા, દૂરદર્શિતા તથા કરકસર વગેરે જેટલા ઉત્તમ ગુણ છે તે સઘળા રૂપિયાના સદુપયોગની સાથે અતિ નિકટનો સંબંધ રાખે છે; પણ એથી ઉલ્ટું કૃપણતા, નિર્દયતા, અદૂર-

દર્શિતા સ્વાર્થ, લોભ, મોહ વગેરે જેટલા અવગુણ છે તે સઘળા રૂપિયાના દુરૂપયોગની સાથે સંબંધ રાખે છે.

"એક વિદ્વાન કહે છે કે, શ્રમનું પરિણામ સુખ છે. દરેક જણને મહેનત કરીને સુખી થયેલો જોઇ ઇશ્વર રાજી થાય છે. મહેનત વડે જે કંઇ પેદા કરવામાં આવે અથવા બચાવવામાં આવે તેનો અર્થ એવો થતો નથી કે, પેદા કરવું તથા બચાવવું એ આપણો પરમ ધર્મ છે. ધન પેદા કરવું અને બચાવવું તેનો અર્થ એટલો જ થાય છે કે તેના વડે આપણને સુખ મળવું જોઇએ. આપણે કેવળ આપણી જાતને માટે જ શ્રમ તથા ઉદ્યોગ કરવો ન જોઇએ;. પરંતુ જેઓ આપણા આશ્રય નીચે હોય તેઓના સુખને માટે પણ પરિશ્રમ કરવો જોઇએ. ધન કેવી રીતે પેદા કરી શકાય, કેવી રીતે ખર્ચી શકાય અને કેવી રીતે બચાવી શકાય એ પ્રત્યેક મનુષ્યે અવશ્ય જાણવું જ જોઇએ. જેમ મનુષ્યને સેંટપૉલની માફક ધન બચાવતાં તથા એકઠું કરતાં આવડે છે તે જ ખરૂં જોતાં વિદ્વાન્ અને ધનવાન છે.

"પ્રત્યેક મનુષ્યે પોતાની સ્થિતિ સુધારવા તથા સ્વાધીનતા પ્રાપ્ત કરવા સારૂ યથાશક્તિ ઉદ્યોગ કરવો જોઇએ. તેને માટે તેણે પોતાની આવકમાંથી થોડું ઘણું અવશ્ય બચાવવું જ જોઇએ; કેમકે એ તેનું મુખ્ય કર્ત્તવ્ય છે. મનુષ્ય પરિશ્રમથી પોતાની આજીવિકા મેળવી શકે છે. કરકસર, દૂરદર્શિતા અને નિઃસ્વાર્થતાના અભ્યાસ વડે જ સ્વાધીનતા મળી શકે છે. ન્યાયશીલ તથા ઉદારચિત્ત થવા સારૂ પોતાની ઇચ્છાઓને રોકવાની તથા ઇન્દ્રિઓને દમન કરવાની જરૂર છે. ઉદારતાનું મૂળતત્વ સ્વાર્થત્યાગ તથા આત્મનિર્ભરતા છે.

"આ પુસ્તકનો સારાંશ એ છે કે, મનુષ્ય પોતાની શક્તિ, પોતાની મહેનત, પોતાનો ઉદ્યોગ અને પોતાના પૈસાનો ઉપયોગ સ્વાર્થ-

પરતા તથા વાસનાઓની તૃપ્તી કરવામાં ન કરે; પરંતુ એ વડે પોતાને તથા પારકાને લાભ થાય એવાં સારાં કામ કરે. તેને માટે આળસ, અવિચાર, અહંકાર, અવિવેક, અસંયમ વગેરે ઘણી શત્રુઓની સ્હામે બાથ ભીડવી પડે છે. એ બધામાં અસંયમ મ્હોટામાં મ્હોટો શત્રુ છે. આ પુસ્તકમાં એ સબળા શત્રુઓ ઉપર વિજય મેળવવાના સેંકડો ઉપાય દેખાડવામાં આવ્યા છે. આશા છે કે વાંચકો એ બધા ઉપાયો પોતાના વ્યવહારૂ ઉપયોગમાં અવશ્ય લેશે."

સ્વર્ગસ્થ બાબુ દયાચન્દ્રજી ગોયલીય બી. એ. એમણે ડો. સેમ્યુઅલ સ્માઇલ્સના અંગ્રેજી 'થ્રિફ્ટ' નામના પુસ્તકના આધારે હિંદી ભાષામાં **"मितव्ययता"** નામનું પુસ્તક લખ્યું છે તે ઉપરથી આ પુસ્તક લખેલું છે. હિંદી પુસ્તકના પ્રકાશક મહાશયે ભાષાંતર કરવાની પરવાનગી આપી છે તેને માટે અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ન્હાની સંગ્રહ પેટીવાળું એક પ્રકરણ રા. જીવનલાલ અમરશી મહેતા તરફથી ઉમેરવામાં આવ્યું છે. જો પ્રત્યેક વિવેકી ગૃહિણી એ પ્રમાણે કરે તો પોતાના પતિના સંકટના સમયમાં તે તેને ઘણી જ સહાયભૂત થઈ પડે એમાં જરા પણ સંદેહ નથી. લગભગ ત્રણ વર્ષ પહેલાં મેં આ ભાષાંતર તૈયાર કર્યું હતું, એટલે કદાચ ભૂલો રહી ગઈ હોય તો વાંચકવર્ગ ક્ષમા કરશે એવી આશા છે.

વડોદરા
તા. ૨૯-૫-૧૯૧૯. } ડાહ્યાભાઇ હિંમતલાલ રાવત.

---

તા. ક. આ પુસ્તકનું નામ "કરકસર" રાખવાનું હતું, પરંતુ એ નામનું એક પુસ્તક આ પહેલાં થયેલું હોવાથી તે ન રાખતાં સામાન્ય જનસમાજનું આકર્ષણ કરે તેવું રાખેલું છે.

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નાં પુસ્તકો.

---

**હાસ્યમંદિર**—કર્તા–રા. બા. રમણભાઇ મહીપતરામ તથા તેમનાં પત્ની સૌ. વિદ્યાગૌરી. ખાસ બનાવેલાં બે ચિત્રો સાથે. કિં. રૂ. ૧–૧૨–૦

**ગોપાલ કૃષ્ણ ગોખલે**—સ્વ. ગોખલેના જીવનને લગતી ઘણી નવી માહિતી તથા બાબતોથી ભરપૂર છે. ( હાલ મળતું નથી. )

**સૉક્રેટિસ** અને તેના છેલ્લા સંવાદ. કિં. દસ આના.

**સત્યભામા**—શુદ્ધ પ્રેમનો આદર્શ. આપણી લગ્નપદ્ધતિ વિષેનું પાંચ અંકી સચિત્ર નાટક. કિં. રૂ. ૧–૨–૦ ફેધરવેઇટ પેપરની ઉંચી આવૃત્તિનો રૂ. દોઢ.

**ચોખેરવાલી**—સામાજીક નવલકથા. રવીન્દ્રનાથ ટાગોર કૃત. બે ખંડમાં પુરીની કિં. રૂ. બે.

**જર્મનીની ઉન્નતિ શાથી થઈ?**—દેશની ઉન્નતિ ઇચ્છનાર દરેક માણસને ખાસ કરીને વાંચવા યોગ્ય. કેળવણી, હુન્નરકળા, ખેતીવાડી, રાજ્યવ્યવસ્થા વગેરે જર્મનીની ઉન્નતિ સંબંધી પુરેપુરી માહીતી આપનારો ગ્રંથ. કિં. રૂ. ૧–૧૪–૦

**પશુમાંથી દેવ** અથવા પુણ્યાત્માનો પંથ.–લેખક જેમ્સ એલન. કિં. આઠ આના.

**સ્વર્ગની સામગ્રી** યાને વિચાર તેવું વર્તન. કિં. રૂ. અર્ધો.

**ચક્રવર્તી અશોક**—હિન્દુસ્તાનના ચક્રવર્તી મહારાજા અશોકના સમયની કલ્પના મિશ્રિત ઐતિહાસિક નવલકથા. મોટાં ૩૫૦ પૃષ્ઠ કિં. રૂ. સવા બે.

## તત્વચિંતન યાને નિત્યપાઠ શિક્ષા-

**પત્રી**—મહાત્મા જેમ્સ એલનકૃત મનન કરવા યોગ્ય ૩૬૫ દિવસની તારીખ વાર શિક્ષાપત્રી. બેઉ ખંડની કિં. રૂ. ૨-૧૨-૦

**ચંદા**—રણથંભોરની વિરાંગના. રજપુતોના સમયની હિંદુ મુસલમાન ભાઇઓની એકતા સાધક ઐતિહાસિક ને સ્વતંત્ર નવલકથા. કિંમત રૂ. દોઢ.

## મુક્તિમાળા અથવા જીવરાજ જીવન-

**મુક્તિ આખ્યાન**—વેદાન્તનો સ્વતંત્ર ગ્રન્થ. કર્તા મ. પ્રાણુલાલ શંભુલાલ દેસાઇ. (ભરૂચના) આમાં જીવ, મન, વિદ્યા, અવિદ્યા, કુમતી, સુમતી, સરસ્વતી, પ્રવૃત્તિ, વગેરેને પાત્રાનું રૂપક આપી સાદી ને સરળ રીતે પરસ્પર સંવાદ કરાવેલો હોવાથી સાધારણ વાંચનાર પણ ધર્મનાં ગુઢ તત્વો સમજી શકે છે. ધર્મ જીજ્ઞાસુજનોને ખાસ વાંચવા ભલામણ કરાય છે. કિં. રૂ. દોઢ

**ગુલામી વહેપાર**—( ભાગ ૧-૨ ) દરેક ભાગની કીં. રૂ. દોઢ. આ નવલકથામાં ગુલામો ઉપર ગુજરતા ગજબનું રૂવાડાં ઉભાં કરાવે તેવું સાચું ચિત્ર હોવાથી દરેક માણસે અવશ્ય વાંચવા જેવી છે.

**સ્વામી વિવેકાનન્દ**—( ગદ્ય ને નવીન જ નાટક ) કિં. રૂ. સવા.

**ધર્મપાલ**—બુદ્ધના સમયની ઐતિહાસિક નવલકથા. કિંમત રૂ. બે.

**પૈસાદાર કેમ થવાય ?**—( ગૃહપ્રબંધશાસ્ત્ર ) સેમ્યુઅલ સ્માઇલ્સના એક ગ્રન્થના આધારે લખાયેલું. કિં. રૂ. એક.



# પૈસાદાર કેમ થવાય?

## પ્રકરણ ૧ લું.

### પરિશ્રમ.

"મારી પાસે જે કંઇ છે તેના પર નહિ, પરંતુ હું જે કંઈ કરૂં છું તે ઉપર જ મારો અધિકાર છે."

"ઉપયોગી શ્રમ જ એવું અમૂલ્ય ધન છે કે જે સમાજને ધનવાન્ બનાવી શકે છે અને તેને ઉન્નતિના શિખરે પહોંચાડી શકે છે. સોલોમન્ (Solomon) કહે છે કે એવી કોઈ મહેનત નથી કે જેમાં લાભ ન હોય. સમ્પત્તિશાસ્ત્ર શું છે? કેવળ એ સૂત્રની એક વિશાળ વ્યાખ્યા છે."

"પ્રકૃતિની જરૂરીયાતો પૂરી પાડવા સારૂ પરમાત્મા ખેડુતોની મહેનતથી, શિલ્પકારોના કળાકૌશલ્યથી, અને વ્યાપારીઓના માલથી સંસારમાં ઉત્તમ વસ્તુઓ ઉત્પન્ન કરાવે છે. આળસુ માણસ ગરી

ગયેલા જેવો છે, જેને સંસારની જરૂરીયાતો અને ફેરફાર સાથે કંઈ સંબંધ નથી. એ કેવળ વખત ગુમાવવા માટે અને જીભના સ્વાદ સારૂ જીવે છે. જ્યારે આયુષ્ય પૂરૂં થવા આવે છે ત્યારે કૂચ કરી જાય છે. તેના જીવવાથી સંસારને કંઈ લાભ થતો નથી."

—વિદ્વાનોનાં વાક્ય.

સભ્યતાની સાથે કરકસરપણાની પણ શરૂઆત થઈ. આજની જરૂરીયાતોની સાથે કાલની જરૂરીયાતનો પણ વિચાર ઉત્પન્ન થયો ત્યારે તેની જરૂર જણાઈ. રૂપિયાની શોધ થઈ તે પૂર્વે ઘણા વખતથી તેની શરૂઆત થઈ.

કરકસરપણાનો અર્થ ગૃહપ્રબન્ધ છે. ગૃહપ્રબંધનો એ અભિપ્રાય છે કે વંશપરંપરા ઉન્નતિ તથા વૃદ્ધિ થાય, અને સામાજીક અથવા દેશપ્રબંધથી એ તાત્પર્ય નિકળે છે કે સામાજીક ધન દોલતની વૃદ્ધિ થાય.

પ્રાઇવેટ (ખાનગી) અને પબ્લિક (સાર્વજનિક) બન્ને સમ્પત્તિઓનો પ્રવાહ એક જ છે. મહેનત કરવાથી ધન પ્રાપ્ત થાય છે, કરકસરથી સચવાય છે, અને ઉદ્યોગ તથા દૃઢતાથી વધે છે. વંશપરંપરાથી બચેલું ધન તેનું જ નામ સંપત્તિ છે. બીજા શબ્દોમાં કહી શકાય કે એ જ પ્રત્યેક સમાજની ભલાઈનું કારણ છે. પરંતુ એથી વિપરીત વંશપરંપરાનું ઉડાઉપણું જ મોટી મોટી સમાજોની ગરીબાઈનું કારણ છે. એટલા માટે દરેક કરકસરીયા માણસને જનસમાજનું ભલું ઇચ્છનાર અને ઉપકારી સમજવો જોઇએ; અને દરેક ઉડાઉ માણસને તથા કંજુસને શત્રુ સમાન ગણવો જોઇએ.

ગૃહપ્રબંધની આવશ્યકતા પર તો કોઇને કંઈ કહેવાનું નથી. સઘળાં તેને માને છે. હા, સામાજિક પ્રબંધના વિષયમાં થોડો ઘણો વિવાદ

છે; પરંતુ આપણે એ ઉપર વિચાર કરવાની કંઈ જરૂર નથી. કેવળ ગૃહપ્રબંધનો જ વિષય આ પુસ્તક માટે ઘણો છે.

પ્રબંધ કોઇ સ્વાભાવિક શક્તિનું નામ નથી; પરંતુ અનુભવ, ઉદાહરણ અને લાંબી નજરની વૃદ્ધિનું જ નામ છે. એ શિક્ષા તથા બુદ્ધિનું ફળ છે. જ્યારે મનુષ્યમાં બુદ્ધિ અને વિવેક ઉત્પન્ન થાય છે ત્યારે જ તેનામાં કરકસરપણું આવે છે. એથી સ્ત્રી પુરૂષોને દૂરદર્શી બનાવવાનો સર્વોત્તમ માર્ગ એ છે કે તેઓને વિવેકી તથા બુદ્ધિમાન્ બનાવવામાં આવે.

સ્વાભાવિક રીતે મનુષ્યનામાં કરકસરપણા કરતાં ઉડાઉપણું વધારે હોય છે. અભણ માણસો ઘણા ઉડાઉ હોય છે; કેમકે તેઓ દૂરદર્શી હોતા નથી, તેમ જ તેઓને પોતાના ભવિષ્યનો પણ ખ્યાલ હોતો નથી. પહેલા ઇંગ્લંડમાં ત્યાંના મૂળ નિવાસી અશિક્ષિત પુરૂષો કંઇ પણ સંગ્રહ કરી રાખતા નહોતા. તેઓ કોતરોમાં પડી રહેતા અને વસ્ત્રોના બદલે વૃક્ષોનાં પાંદડાં તથા છાલથી પોતાનાં શરીર ઢાંકતા હતા. સમુદ્ર-કિનારેથી જીવજંતુઓ પકડીને અને પશુ પક્ષીઓને પત્થરા મારી પોતાનું ગુજરાન ચલાવતા હતા. ધીમે ધીમે તેઓ પત્થરનાં હથિયાર બનાવવાનું શિખ્યા જેથી તેઓને શિકાર કરવાનું ઘણું જ સ્હેલું થઇ પડ્યું.

પહેલાં લોકો ખેતીનું કામ બિલકુલ જાણતા નહોતા. પછી તેઓએ દરેક જાતનાં બીયાં પોતાના ખોરાક માટે એકઠાં કરવાનું અને તેમાંથી થોડાં બીજી મોસમ માટે સંગ્રહી રાખવાનું શરૂ કર્યું. જ્યારે ધાતુઓની શોધ થઇ ત્યારે તેમાંથી જાત જાતની વસ્તુઓ બનાવી. જાતજાતનાં ઓજાર અને મકાનો બનાવવામાં આવ્યાં. અને એ પ્રમાણે પરિશ્રમથી સભ્યતા અને સદાચારના સેંકડો માર્ગ ઉઘડી ગયા. જે લોકો નદીઓ

અથવા સમુદ્રોને કિનારે રહેતા, તેઓ વૃક્ષો કાપીને તેમાંથી જ પોતાને રહેવાનું સ્થાન બનાવી લેતા અને તે ઉપર જ સ્વાર થઇને પોતાનો ખોરાકી એકઠી કરી લાવતા હતા. ધીમે ધીમે એ વૃક્ષોનાં લાકડાંની જગ્યા તરાપાઓએ લીધી અને પછી નૌકાઓનું રૂપ ધારણ કર્યું. ત્યાર પછી સુધારા વધારા થતાં થતાં વહાણ અને સ્ટીમર (આગબોટ) પણ તેમાંથી જ બન્યાં.

આપણે પણ પહેલાં એવા મૂર્ખ અને અભણ રહી જાત; પરંતુ આપણા પૂર્વજોના અસીમ પરિશ્રમે આપણને મૂર્ખ અને અસભ્ય રહેવાથી બચાવ્યા. તેઓએ જમીનને સાફ કરી ઉપજને યોગ્ય બનાવી, જાતજાતનાં યંત્રો શોધી કાઢયાં અને અનેક વિદ્યાઓ તથા શાસ્ત્રોની રચના કરી. તેમના એ અથાગ પરિશ્રમના કારણથી જ આજ આપણે લાભ લઇએ છીએ.

પ્રકૃતિ આપણને દેખાડે છે કે જે કોઇ સારૂં કામ થઇ જાય છે તે સર્વથા કદિ પણ નષ્ટ નથી થતું. તેથી જ આપણે આજે તેઓને યાદ કરીએ છીએ કે જેઓ પૂર્વે પોતાના પરિશ્રમમાં સફળતા પ્રાપ્ત કરી કોણ જાણે ક્યારનાએ સ્મશાન ભૂમિમાં શયન કરે છે. મોટા મોટા શિલ્પકાર જેઓ તાજમહાલ જેવી ભવ્ય ઇમારત બનાવી ગયા છે અને અપૂર્વ શિલ્પકૌશલ્ય તથા નકશીનું કામ કરી ગયા છે, તેઓ હમણાં આ સંસારમાં જીવતા નથી; પરંતુ તેઓની અજર અમર કીર્તિ સઘળે ઠેકાણે વિદ્યમાન છે. પ્રકૃતિના શાસનમાં મનુષ્યનો શ્રમ સર્વથા નષ્ટ થઇ જાય એ બિલકુલ અસંભવિત છે. કદાચ એ માણસને માટે નહિ તો જાતિને માટે તો અવશ્ય જ તેનું કંઇ ને કંઇ લાભદાયક ફળ બાકી રહી જાય છે.

જે રૂપિયા આપણા બાપદાદા મૂકી જાય છે તે તો આપણે

માટે એક નજીવી ચીજ છે. આપણા અધિકારમાં એક એવી અદ્ભુત ચીજ છે કે જે કદિ નાશ પામતી નથી. એ આપણા પૂર્વજોની બુદ્ધિ અને શ્રમનું ફળ છે. એ ફળ શિખવાથી નહિં પરંતુ શિખવાડવાથી અને દેખાડવાથી પ્રાપ્ત થાય છે. એ ક્રમ દર પેઢીએ ઉતરતો રહ્યો. પિતાએ પુત્રને શિખવાડયું. પુત્રે પિતાના પરિશ્રમથી લાભ લીધો અને એ પ્રમાણે કળાકૌશલ્ય તથા શિલ્પવિદ્યા અત્યાર સુધી સુરક્ષિત રહી. એ દર પેઢીએ ઉતરતો આવેલો શિક્ષાક્રમ મનુષ્ય જાતિમાં હજી પણ ચાલે છે, અને સભ્યતાનું એ એક મુખ્ય અંગ છે.

એટલા માટે આપણા બાપદાદાનું ધન આપણા પૂર્વજોના પરિશ્રમનું લાભદાયક પરિણામ છે. પરંતુ આપણે જ્યાં સુધી એ શ્રમમાં મદદ ન કરીએ ત્યાંસુધી આપણાથી તેનો લાભ લઈ ન શકાય. સંસારમાં દરેક માણસે મહેનત કરવી જોઇએ. પછી ગમે તો એ શ્રમ માનસિક કિંવા શારીરિક હોય. શ્રમ વિના જીવન વ્યર્થ છે. આળસમાં જીવન ગુજારવું એ બેશુદ્ધિની ઉંઘમાં ઉંઘવા બરાબર છે. આપણું કર્ત્તવ્ય કેવળ શારીરિક શ્રમ કરવાથીજ સંપૂર્ણ થતું નથી, પરંતુ દુનિયામાં દુઃખ અને આપત્તિઓ સહન કરવી, બીજાઓને મદદ કરવી, સભ્યતા અને સત્યતાનું શિક્ષણ આપવું, અનાથો અને આંધળા પાંગળાઓને સહાયતા કરવી, સાહસ તથા ધીરજનો અભ્યાસ કરવો, દુર્બળો ઉપર બળવાનોનો અત્યાચાર ન થવા દેવો, તેઓ પર દયાભાવ રાખવો, અને તેઓને આપણા જેવા બનાવવા વગેરે અનેક ઉત્તમ કાર્યો છે.

ગણિતશાસ્ત્રમાં નિપૂણ અને ધર્મજ્ઞ વકતા બૅરો (Barrow) કહે છે કે "કોઇ પણ સભ્ય પુરૂષ બીજાની કમાઇ પર પોતાની જીંદગી વ્યતિત કરવાનું અથવા અનાજની કોઠીમાંથી અનાજ

ચોરીને ખાઈ જનારા કીડાઓની સમાન રહેવાનું સ્વીકારશે નહિ-પણ તે બીજાના આશ્રયમાંથી નિકળી જઈ જનસમાજની સેવા તથા સહાનુભૂતિમાં વધારે મદદ કરવાનુંજ પસંદ કરશે. કેમકે રાજ્યપ્રબંધથી લઇને તે ઠેઠ મજુરોના કામ સુધી એવું એક પણ કામ નથી કે જે શારીરિક કિંવા માનસિક શ્રમ વિના સારી રીતે થઈ શકે.”

મહેનત એ કેવળ જરૂરનીજ નથી; પરંતુ તેમાં હર્ષ ને આનંદ પણ છે. એક દૃષ્ટિએ જોઇએ તો આપણું જીવન પ્રકૃતિની વિરૂદ્ધ છે; પરંતુ બીજી દૃષ્ટિએ જોવામાં આવે તો તે પ્રકૃતિને મદદગાર છે. વાયુ, પૃથ્વી, સૂર્ય વગેરે હમ્મેશાં આપણી અંદરથી જીવનશક્તિને શોષી લે છે. તે પૂરવાને જ આપણે ખાઇએ છીએ અને કપડાં પહેરીએ છીએ.

પ્રકૃતિ આપણી સાથે કામ કરે છે. ખેતીને માટે જમીન સાફ કરે છે. જે બીયાં આપણે વાવીએ છીએ તેને ઉગાડે છે તથા પકવે છે. મનુષ્યના શ્રમની સહાયતાથી આપણે માટે રૂ અને અનાજ પેદા કરે છે. આપણે એ પણ ભૂલી જવું ન જોઇએ કે રાજાથી લઇને રંક પર્યંતને માટે જેટલી વસ્તુઓ ખાવા, પીવા તથા પહેરવાના કામમાં આવે છે અથવા રહેવા માટે મોટા મોટા મહેલોથી લઇને ઠેઠ નાનાં ઝુંપડાંઓ સુધી જે જગ્યા બનાવવામાં આવે છે, તે સર્વ પરિશ્રમનુંજ ફળ છે.

મનુષ્ય એક બીજાની જરૂરીયાતો પૂરી પાડવાને માટે એક-બીજાને સહાય કરે છે. ખેડૂત જમીન ખેડીને અન્ન પેદા કરે છે, વણકર સુતર વણીને વસ્ત્રો તૈયાર કરે છે, અને દરજી તેને સીવીને પહેરવાને યોગ્ય ઉમદા વસ્ત્ર તૈયાર કરે છે. કડીયા, સુતાર, મજુર વગેરે મકાનો બનાવે છે જેમાં આપણે સુખથી રહીએ છીએ. એ પ્રમાણે દરેક માણસ એકબીજાની જરૂરીયાતો પૂરી પાડે છે.

ગમે તેવી નકામી વસ્તુ કેમ નથી હોતી, પણ કદાચ જો તેને માટે બુદ્ધિ તથા પરિશ્રમ વાપરવામાં આવે, તો તે એક સુંદર રૂપમાં બદલાઈ જઈને અમૂલ્ય વસ્તુ થઈ જશે. શરીરમાં આત્માની જેટલી જરૂર છે તેટલી જ પરિશ્રમ કરવાની પણ જરૂર છે. કદાચ એ ગુણ લઇ લેવામાં આવે તો મનુષ્ય તરત જ યમલોકમાં પહોંચી જાય. સેંટ પાલ ( Saint paul ) કહે છે કે, "જે કામ નહિ કરે તે ભૂખે મરશે." કારણ કે તે જાતેજ પોતાના હાથથી કામ કરતો હતો.

ઉદાહરણને માટે એક વૃદ્ધ ખેડૂતની વાત લખવામાં આવે છે. તેણે મરતી વખતે પોતાના ત્રણ આળસુ પુત્રોને પાસે બોલાવીને કહ્યું કે, હું તમારે માટે પુષ્કળ ધન મૂકીને જાઉં છું. આપણા ખેતરમાં તે ધન મેં દાટેલું છે. એ સાંભળતાં જ છોકરાઓ રાજી થઇ ગયા અને પૂછવા લાગ્યા કે પિતાજી, એ ધન તમે કઇ જગ્યાએ દાટ્યું છે ? બાપે જવાબ આપ્યો, સાંભળો, દેખાડું છું; પરંતુ તમારે તે ખોદીને બહાર કાઢવું પડશે. હજી તેણે ચોક્કસ જગ્યા બતાવી નહોતી એટલામાં તો તેનો પ્રાણ નિકળી ગયો. તેના મરણ પછી રૂપિયાની લાલચથી છોકરાઓએ આખું ખેતર ખોદી નાંખ્યું પરંતુ કંઈ નિકળ્યું નહિ. લાચાર થઇને તેઓએ તેમાં બીયાં વાવ્યાં અને મોસમની વખતે એ ખેતરમાં પુષ્કળ અનાજ પાક્યું. તેનું કારણ ફક્ત એજ હતું કે તેઓએ રૂપિયાની લાલચથી જમીનને ખોદી ખોદીને ઘણી જ સારી બનાવી હતી. અનાજની પેદાશમાં તેઓને કેટલોક લાભ થયો. ત્યારે તેઓ સ્હમજ્યા કે આપણા પિતાએ જે ધન માટે કહ્યું હતું તે આજ છે.

શરૂઆતમાં પરિશ્રમ ઘણો જ કઠિન અને કંટાળા ભરેલો લાગે છે; પરંતુ આદર સત્કાર અને હર્ષ આનંદ તેનાથી જ મળે છે.

નિર્ધનતાથી તેની સરખામણી થઈ શકે છે; પરંતુ યશ-કીર્તિ પણ તેમાં છે. પરિશ્રમ વિનાનું મનુષ્યત્વ જીવન અથવા તો સભ્યતા સર્વ નકામું છે. મહેનત જ મનુષ્યનું ગૌરવ ગણાય છે. સર્વ સાહિત્ય-વિજ્ઞાન તેની કૃપાનું જ ફળ છે. જે વિદ્યાથી આપણને ઈશ્વરીય જ્ઞાન પ્રાપ્ત થાય છે તે પરિશ્રમનું જ ફળ છે. જો કે પરિશ્રમ એક પ્રકારનો બોજો છે; પરંતુ ખરૂં જોતાં પ્રતિષ્ઠા અને ગૌરવનું સ્થાન પણ તે જ છે. જે લોકો ઉંચા ઉદ્દેશ અને ઉંચા અભિપ્રાયથી પરિશ્રમ કરે છે તેમને માટે એ પૂજા, પ્રશંસા, કર્ત્તવ્ય, નિત્યતા અને અક્ષયતા છે.

એવા ઘણા લોકો છે કે જેઓ શ્રમની વ્યવસ્થા પર કલંક ચઢાવે છે; પરંતુ તેઓ એમ નથી સમજતા કે એ ફક્ત ઈશ્વરની ઈચ્છાને અનુકૂળ જ નહિ પણ બુદ્ધિની વૃદ્ધિ અને પોતાના સ્વભાવથી પૂર્ણ લાભ લેવાને સારૂ અત્યંત આવશ્યક છે. દુનિયામાં આળસુ મનુષ્યથી વધારે નીચ બીજું કોઈ નથી. તેનું જીવન બિલકુલ નકામું છે. તેને માટે ઇંદ્રિયોનું પોષણ કરવું એ સિવાય બીજું કંઇ કામ નથી. શું એવો માણસ બધા કરતાં વધારે દુઃખી અને અસંતોષી નથી ? તે હમ્મેશાં આળસુપણામાં પડી રહે છે. નથી પોતાને માટે કંઇ કરતો કે નથી બીજાને લાભ આપી શકતો. તે એક થાંભલા જેવો છે કે જેણે જમીનને નકામી રોકી રાખી છે. તેના જીવવાથી કોઇને ખુશી થતી નથી, અને તેના મરણથી કોઇને ખેદ થતો નથી. દુનિયામાં આળસુ પુરૂષ જ અત્યંત ધિક્કારવા યોગ્ય છે.

મોટાં મોટાં કામોથી માંડીને ઠેઠ ન્હાનામાં ન્હાના કામ પર્યંત સર્વમાં પરિશ્રમની ઘણી જરૂર છે. સભ્યતા, શિષ્ટતા, પરોપકાર વગેરે સર્વની ઉન્નતિનો આધાર શ્રમ પર લટકી રહેલો છે. જેટલા

ઉપયોગી અને અમૂલ્ય વિચારો છે તે સઘળા શ્રમ તથા અનુભવનું ફળ છે. કોઈ પણ કામ પછી તે મોટું હોય કે ન્હાનું હોય, શરીરનું હોય કે મગજનું હોય, પરિશ્રમ વિના થઇ શકતું નથી.

કોઈ મોટું કામ એકદમ થઇ જતું નથી; પરંતુ ધીમે ધીમે ઉદ્યોગ અને પરિશ્રમથી અવશ્ય થઈ શકે છે. કદાચ બાપથી ન થયું તો છોકરાથી થશે. પરિશ્રમથી ઉતરતી પંક્તિના લોકો પણ ઉંચે દરજ્જે ચઢી શકે છે અને ગૌરવ તથા પ્રતિષ્ઠાને પાત્ર થાય છે. વિદ્યા તથા કળાકૌશલ્યના ઇતિહાસમાં લગભગ તેમનાં જ નામો જોવામાં આવશે કે જેઓ પોતાના જીવનકાળમાં ઉદ્યાગી હતા. જેમકે એક લુહારે સ્ટીમ એંજીન બનાવ્યું, એક હજામે રૂ કાંતવાનું યંત્ર શોધી કાઢયું અને બીજા ઘણા કારીગરોએ ધીમે ધીમે એક પછી બીજાયંત્ર વિદ્યામાં સફળતા મેળવી.

પરિશ્રમનો હેતુ કેવળ શારીરિક પરિશ્રમ નથી સરતો, કેમકે એ તો પશુ પણ કરે છે પરંતુ પરિશ્રમી પુરૂષ તેનેજ કહી શકાય કે, જે મગજની પાસેથી પણ કામ લે છે અને શારીરિક શક્તિ મગજ-શક્તિને આધિન છે. ચિત્રકાર, ગ્રંથકાર અને કવિ, તેઓની ગણત્રી ઉંચ જાતિના મહેનતુઓમાં ગણાય છે. જો કે શરીરના ભરણુપોષણ માટે એ મહેનત એટલી જરૂરની નથી; પરંતુ સમાજ અથવા જાતિને સભ્ય અને શિક્ષિત બનાવવા માટે ઘણી જ જરૂરની છે.

પરિશ્રમની આવશ્યકતા પર એટલુંજ વિવેચન કરીને હવે અમે એ જણાવવા માગીએ છીએ કે તેનાથી જે લાભ થાય છે તેનો કેવી રીતે ઉપયોગ કરવો જોઇએ. એ કહેવાની જરૂર નથી કે કદાચ આપણા બાપદાદાઓ આપણે માટે પુષ્કળ સંપત્તિ મૂકી ગયા નહોત, તો આપણે પહેલાંના જેવા અસભ્ય અને મૂર્ખ રહી જાત. અમે

પહેલાંથી જ કહ્યું છે કે કરકસરની શરૂઆત સભ્યતાની સાથે થઇ અને હવે અમે બળપૂર્વક કહીએ છીએ કે કરકસરથી જ સભ્યતા પ્રાપ્ત થાય છે. તેનાથી ધન પેદા થાય છે અને ધન પરિશ્રમ કરવાથી મળે છે. એટલા માટે ધનવાન તેનેજ કહેવાય કે જે પોતાની સઘળી આવક વાપરી નાંખતો નથી.

પરંતુ કરકસર એ કંઈ સ્વાભાવિક ગુણ નથી. તેને મેળવવા માટે મહેનત કરવી પડે છે, ઇચ્છાઓને અટકાવવી પડે છે અને લાંબી નજર તથા વિચારશીલતાને ધ્યાનમાં રાખી વિષયવાસનાઓને દબાવી દેવી પડે છે. કરકસર આજની જરૂરીયાતોને પુરી પાડે અને કાલને માટે સામગ્રી સંગ્રહી મૂકે છે.

એડવર્ડ ડેનિસન ( Edward Denison ) સાહેબ કહે છે કે, " મનુષ્યને હમ્મેશાં ભવિષ્યની જરૂરીયાતોનો વિચાર કરવાની ઘણી જ જરૂર છે. તેણે હમ્મેશાં પરિણામનો વિચાર કરવો જોઇએ. જે પરિણામદર્શી છે તે અસ્ત્ર–શસ્ત્ર ધારણ કરી તૈયાર થઈ રહેલો છે એમ જાણવું. ભવિષ્યને માટે સદા તૈયાર રહેવું એ એક સર્વોત્તમ ગુણ છે. "

પરંતુ દુનિયામાં પોતાના ભવિષ્ય વિષે બિલકુલ વિચાર ન કરનારાઓની સંખ્યા વિશેષ પ્રમાણમાં છે—તેઓ પોતાની પાછલી અવસ્થા પણ બિલકુલ ભૂલી જાય છે. તેઓને ફક્ત વર્તમાનની ચિન્તા હોય છે. તેઓ પોતાને માટે અથવા તો પોતાના પરિવાર માટે કંઈ પણ બચાવતા નથી. જેટલું કમાય તે સઘળું વાપરી નાખે છે. તેઓની આવક વધારે પણ હોય છે; પરંતુ સઘળું ઉરાડી નાખે છે. એવા માણસો હમ્મેશાં નિર્ધન તથા દરિદ્ર રહે છે.

એવી જ અવસ્થા દરેક દેશ તથા સમાજની છે. જે દેશ પો-

તાની સઘળી આવક ખરચી નાખે છે અને ભવિષ્યને માટે કંઈ બચાવી રાખતો નથી તેની પાસે બિલકુલ પુંજી એકઠી થતી નથી. તેની દશા ઉડાઉ માણસના જેવી છે કે જે જેટલું કમાય છે તેટલું સઘળું વાપરી નાંખે છે અને પાસે એક પાઈ પણ રાખતો નથી. જે દેશમાં ધન હોતું નથી તે કોઈ પણ પ્રકારનો વેપાર કરી શકતો નથી. સ્ટીમરો, રેલ્વેઓ, સડકો ઈત્યાદિમાંનું કંઈજ તેનાથી થઈ શકતું નથી. એટલા માટે કરકસરની સાથે પરિશ્રમ પણ સભ્યતાનું મૂળ છે.

સ્પેન દેશ તરફ દૃષ્ટિ કરો. ત્યાંના નિવાસી જે જમીનની ઉપજને બહુજ વધારે ગણે છે તે આપણે ત્યાં ઘણીજ નજીવી ગણવામાં આવે છે. પહેલાં ત્યાં એક નદીના કિનારા પર ૧૨૦૦૦ ગામ આબાદ હતાં, પરંતુ હવે તેની સંખ્યા ફક્ત ૮૦૦ ની થઈ ગઈ છે અને તે પણ વળી કંગાલ તથા ભિખારીઓથી ભરેલાં છે. સ્પેન લોકો કહે છે કે જમીન સારી છે, આકાશ સારૂં છે, પણ ફક્ત જમીન તથા આકાશની વચ્ચે આવેલી વસ્તુઓજ ખરાબ છે. સ્પેનવાસીઓને માટે મહેનત કરવી એ એક અસંભવિત વાત છે. કંઈક આળસ અને કંઈક અભિમાનથી તેમનાથી મહેનત નથી થતી. તેઓને મહેનત કરવામાં શરમ લાગે છે, પરંતુ ભીખ માગતાં કંઈ પણ શરમ આવતી નથી.

સમાજમાં બે પ્રકારનાં મનુષ્ય થાય છે; કમાનાર અને ખર્ચ કરનાર, લાંબી નજરવાળા અને ટુંકી નજરવાળા. કરકસરીયા અને ઉડાઉ, નિર્ધન અને ધનવાન.

જે મનુષ્ય મહેનત કરીને કરકસરપણાથી રહી થોડા રૂપિયા એકઠા કરે છે તે દિન પ્રતિદિન તેમાં વૃદ્ધિ કરે જાય છે, અને ધીમે ધીમે વાણિજ્ય વ્યાપારની શરૂઆત કરી ટુંક સમયમાં ધનવાન થઈ જાય છે.

જે લોકો કરકસરપણાથી રહે છે તેઓ મકાન બંધાવે છે, યંત્રોના

કારખાનાં સ્થાપે છે, બેંકો ઉઘાડે છે, રેલ્વેઓ અને સ્ટીમરો બનાવડાવે છે, ખાણો ખોદાવે છે, ઈત્યાદિ જાત જાતનાં નવાં નવાં કામો શરૂ કરે છે.

એ સવ કરકસરપણાનું પરિણામ છે અને ધનને ઉત્તમ કાર્યોમાં રોકવાની ખૂબી છે. જગતની ઉન્નતિમાં ઉડાઉ મનુષ્યનો કંઈ ભાગ નથી. જેટલી તેની આવક છે તેટલી સઘળી તે વાપરી નાંખે છે. તેનાથી બીજાને કંઈ ફાયદો થતો નથી. ગમે તો તે પુષ્કળ ધન કમાય પણ તેની દશામાં કોઈ જાતની ઉન્નતિ નથી થતી. તે હમ્મેશાં બીજાની સહાયતા શોધતો ફરે છે અને કરકસરીઆ મનુષ્યનો ગુલામ બનીને રહે છે.

## પ્રકરણ ૨ જું.

## કરકસર કેવી રીતે કરવી ?

૧. કેટલાક લોકો વર્તમાનને માટે મહેનત કરે છે અને કેટલાકો ભવિષ્યને માટે કરે છે. પરંતુ બુદ્ધિમાન પુરૂષ વર્તમાન અને ભવિષ્ય બન્નેને માટે કરે છે.

૨. સઘળી સફળતાનું ગુપ્ત રહસ્ય પોતાની ઇચ્છાઓને રોકી રાખવી તે છે.........કદાચ જો તમે એકવાર તમારા ઉપર કાબૂ મેળવો તો એ ( કાબૂ ) એક સર્વોત્તમ શિક્ષક છે. જ્યારે તમે મને એ સિદ્ધ કરી દેખાડશો કે તમે પોતાને વશમાં રાખી શકો છો ત્યારે હું કહી શકીશ કે તમે શિક્ષિત છો, નહિ તો એ સિવાય તમારું સર્વ શિક્ષણ કંઇ પણ કામનું નથી.

૩. આખી દુનિયા બૂમ પાડીને કહે છે કે એવા કોણ માણસ છે જે અમને બચાવે. અમને એવા માણસની જરૂર છે. એ માટે દૂર જતા નહિ. તે તમારી પાસે છે. તે તમે પોતે જ છો, હું છું અને આપણામાંથી દરેક છે.........આપણે પોતાને મનુષ્ય કેવી રીતે બનાવીએ ? એના જેવું કોઇ કઠણ કામ નથી, જો કે આપણે નથી જાણતા કે તેને માટે દૃઢ સંકલ્પ કરવાને તૈયાર છીએ.

—વિદ્વાનોનાં વાક્ય.

* * * * * * * *

આપણે સુખ અને શાન્તિ ક્યારે પ્રાપ્ત કરી શકીએ કે જ્યારે આપણે તે મેળવવાને અને તેનાથી લાભ લેવાને માટે યોગ્ય ઉપાયો કામમાં લાવીએ ત્યારે. જે લોકો સારી કમાણી કરી શકે છે તેઓ ધનવાન થઇ શકે છે અને સંસારની ભલાઇ તથા ઉન્નતિમાં પણ સહાયતા આપી શકે છે; પરંતુ તેની અથવા તેની જાતિની દશામાં કોઇ જાતની સંતોષકારક ઉન્નતિનો આધાર કેવળ તેના પરિશ્રમ, સાહસ, સત્ય અને યોગ્ય ખર્ચ ઉપર આલંબી રહેલો છે.

કોઇ સમાજને જેટલું નુકસાન ધનના નકામા ખર્ચથી થાય છે, તેટલું ધનના અભાવથી થતું નથી. ધન પેદા કરવું સ્હેલું છે; પરંતુ તેને યોગ્ય રીતે ખર્ચવું કઠણ છે. કોઇ માણસની ઉપજ ઉપરથી તેની મિલકતનો અંદાજ કાઢવો ઠીક નથી; પણ તેના ખર્ચ તથા ગૃહકારભારની યોગ્યતા પરથી કાઢવો જોઇએ. જ્યારે કોઇ માણસ મહેનત કરીને પોતાને માટે તથા પોતાના પરિવાર માટે જરૂરીઆત કરતાં વધારે કમાય છે અને ખર્ચ કરીને થોડું બચાવી પણ રાખે છે ત્યારે સમજવું કે નિઃસંદેહ તેનામાં જાતિ ઉપર ઉપકાર કરવાનો અંશ રહેલો છે. ગમે તો પછી બચાવેલી પુંજી થોડીજ કેમ નથી હોતી, તોપણ તે તેને સ્વતંત્ર રહેવાને માટે ઘણી છે.

જે કારીગર આજ સારું કમાય છે, તે એક દિવસે ધનવાન નહિં બને એવું કંઈ કારણ નથી. એ કેવળ ઇન્દ્રિયોને વશમાં રાખવાથી તથા ઘર કારભાર યોગ્ય વ્યવસ્થાપૂર્વક ચલાવ્યાથી થઇ શકે છે. જેટલા મોટા મોટા શિલ્પનેતાઓ જોવામાં આવે છે તેઓ ઘણા ખરા સાધારણ સ્થિતિમાં જ ઉછરેલા છે. કામ કરનાર અને ન કરનારની વચ્ચે કેવળ અનુભવ તથા હુશિયારીનું અંતર છે. રૂપિયા બચાવવા અથવા તો ગુમાવવા તે કામ કરનારની ઉપર જ આધાર રાખે છે. કદાચ તે બચાવશે તો તે ખર્ચવાને તેને હમ્મેશાં ઘણા અવસર મળશે.

એક મહાશય કહે છે કે, "હું એક દિવસ મારા કેટલાક મિત્રોની સાથે એક કારખાનું જોવા ગયો. એ કારખાનામાં ૮૦૦ મશીનો તથા ચાર હજાર માણસો કામ કરતા હતા. જ્યારે અમે પાછા ફરવા લાગ્યા, ત્યારે મારા એક મિત્રે કારખાનાના માલિકના ખભાપર હાથ મુકી હસીને કહ્યું, '૨૫ વર્ષ પૂર્વે આ મહાશય પોતે પણ એક કારીગર હતા અને આ બધું કારખાનું તેમના જ શ્રમ તથા કરકસરપણાનું પરિણામ છે.' એ સાંભળી કારખાનાના માલિકે મ્હોં મલકાવીને ઉત્તર આપ્યો, 'ના, આ બધું મારી પોતાનીજ મહેનતથી થયું નથી. મેં મારી સ્ત્રી સાથે જ્યારથી લગ્ન કર્યું ત્યારથી દરરોજ કપડાં વણીને તે એક રૂપિયો કમાતી હતી.'

સમયને સાવધાનીથી કામમાં લેવો તે ધનને સાવધાનીથી ખર્ચ કરવા સમાન છે. પ્રેસીડેન્ટ ફ્રેંકલિન ( Franklin ) કહે છે કે, "વખત એક અમૂલ્ય રત્ન છે." કદાપિ જો કોઇને ધન મેળવવાની અભિલાષા હોય, તો તેને ઉચિત છે કે તે સમયને યોગ્ય રીતે વાપરે.

જ્ઞાન, વિજ્ઞાન, શિલ્પ, સાહિત્ય આદિ અનેક ઉત્તમ કાર્યોમાં સમયનો સદુપયોગ થઇ શકે છે. નિયમિત રીતે વર્ત્તવાથી કેટલોક સમય

આવી શકે છે અને ઉદ્દેશ પણ પૂર્ણ થઇ શકે છે. દરેક કાર્ય વ્યવસ્થા પ્રમાણે અને નિયમપૂર્વક કરવું જોઇએ. ગૃહિણીને માટે પણ એ ગુણની ખાસ જરૂર છે. દરેક વસ્તુને માટે મુકરર કરેલું સ્થાન હોવું જોઇએ તથા દરેક વસ્તુ તેની જગ્યા પર રહેવી જોઇએ. દરેક કામને માટે મુકરર કરેલો વખત હોવો જોઇએ અને દરેક કામ મુકરર કરેલા વખતે થવું જોઇએ.

કરકસર કેટલી ઉપયોગી અને કેવી છે તે દેખાડવાની જરૂર નથી. કોઇ એમ કહી શકતું નથી કે તેનું પાલન ન કરવું જોઇએ. તેનાં સેંકડો ઉદાહરણો આપણી સામે હાજર છે. પહેલાંના લોકો જે કામ કરી ગયા છે તેને આપણે પણ કરી શકીએ છીએ. કરકસર કંઇ હાનિકારક અથવા તો દુઃખદાયક નથી, પણ તેથી ઉલટું તે આપણને અપમાન, અવજ્ઞા અને તિરસ્કારથી બચાવે છે. જો કે કરકસર કરવાથી આપણને આપણી વાસનાઓને દાબી દેવી પડે છે; પરંતુ તે આપણને યોગ્ય સુખ તથા વૈભવથી કમનસીબ રાખતી નથી. તે આપણને અનેક પવિત્ર સુખ તથા આનંદની સામગ્રી એકઠી કરી આપે છે. પરંતુ કરકસર નહિ કરનાર અને ઉડાઉ માણસના ભાગ્યમાં એ સુખ હોતું નથી.

કોઇ માણસે કદાપિ એમ કહેવું ન જોઇએ કે હું યોગ્ય ખર્ચ કરી શકતો નથી. એવા ઘણા લોકો હોય છે, કે જેઓ દર અઠવાડિયે એક બે રૂપિયા પણ બચાવી શકતા નથી. કદાચ અઠવાડિયામાં એક રૂપિયો પણ બચાવે તો ૨૦ વર્ષમાં ૧૦૦૦ રૂપિયા થઇ જાય અને દશ વર્ષ પછી વ્યાજ વિગેરે થઇને કેટલા હજાર થઇ જાય. જો કદિ તમે અઠવાડિયે એક રૂપિયો પણ ન બચાવી શકતા હોય તો તે એક બાજુએ રહ્યું. ॥, ૰, ૦)= જ બચાવવાનું શરૂ કરો, પરંતુ

જરૂર કરો જ. સેવિંગ બેંક દરેક સ્થળે સ્થાપેલી છે, તેમાં અત્યારથીજ ભરી આવો—પછી ભલેને થોડી રકમ કેમ નથી હોતી, એથી તમને કરકસર કરવાનો અભ્યાસ પડશે કે જેની ઘણીજ જરૂર છે.

કરકસરને માટે કોઇ અસાધારણ શક્તિ, સાહસ અથવા તો યોગ્યતાની જરૂર નથી તથા તે કંઇ એવું કામ નથી કે તેના પ્રમાણે ચાલવાનું મનુષ્યની શક્તિની બહાર હોય. તેને માટે સાધારણ બુદ્ધિની જરૂર છે. હા, ફક્ત એક વાતની ઘણીજ જરૂર છે કે મનુષ્યે સ્વાર્થથી ભરેલા ભોગવિલાસોથી દૂર રહેવું જોઇએ. ખરૂં જોતાં કરકસર દરરોજના કાર્યમાં એક સાધારણ વાત છે. એને માટે કોઇ મોટા મહાન્ વિચારોની જરૂર નથી, ફક્ત સંતોષ તથા ઇન્દ્રિયોને દબાવી દેવાની જરૂર છે. તેની શરૂઆત કરવી એજ તેનો ઉપાય છે. જેમ જેમ તેનો અભ્યાસ પડતો જશે તેમ તેમ સરળતા જણાતી જશે તથા જેનો ત્યાગ કરતાં શરૂઆતમાં મૂસ્કેલી જણાઇ હતી તેનો બદલો તરતજ મળશે.

અહિંયા એક પ્રશ્ન થઇ શકે છે કે શું એ સંભવિત વાત છે કે જે માણસની આવક ઘણી જ થોડી છે અને કુટુમ્બનું ભરણપોષણ કરવામાં જ સઘળી વપરાઇ જાય છે, તે પણ થોડું બચાવી શકે છે તથા સેવિંગ બેંકમાં જમે કરી શકે છે ? તેનો ઉત્તર એજ છે કે હા, ઘણા બુદ્ધિમાન્ તથા પરિશ્રમી પુરૂષ એ પ્રમાણે કરી શકે છે. તેઓ થોડું ઘણું પણ બચાવીને સેવિંગ બેંક ઇત્યાદિમાં જમે કરે છે. જ્યારે થોડા મનુષ્યો એ પ્રમાણે કરી શકે છે, ત્યારે સર્વ જણે કોઇ પણ ઉચિત સુખનો ત્યાગ કર્યા સિવાય જરૂર એ મુજબ કરવું જોઇએ.

આ વાત કેટલી સ્વાર્થથી ભરેલી લાગે છે કે કોઇ માણસને સારો પગાર મળે છતાં પણ તે પોતાની સઘળી આવક પોતાના

ભોગવિલાસની સામગ્રી એકઠી કરવામાંજ ખરચી નાંખે, અથવા જો તેને સંતાન વગેરે હોય તો તેઓને માટેજ ખરચી નાંખે અને કંઇ પણ બચાવે નહિ. આપણે જોઇએ છીએ કે ઘણા માણસોની આવક તેમના જીવનકાળમાં ઘણી સારી રહી; પરંતુ તેમણે કંઈ પણ બચાવ્યું નહિ—સઘળું ખરચી નાખ્યું. તેના મરણ પછી તેની સ્ત્રી અને બાળકો એક પૈસાને માટે ઘેર ઘેર ભીખ માગવા લાગ્યાં. ન કોઇ તેમનું રક્ષણ કરનાર રહ્યું કે ન કોઇ ખબર પુછનાર રહ્યું. તેઓ મરી જાય કે જીવે તેની દરકાર રાખનાર પણ કોઈ રહ્યું નહિ. કહો, તેનાથી વધારે સ્વાર્થી અને ઉડાઉ બીજું કોણ હશે ?

જો સ્હેજ પણ વિવેકથી કામ લેવામાં આવે તો એવું પરિણામ કદિ પણ ન નિપજે. ખાવાપીવામાં જો થોડી પણ કરકસર કરવામાં આવે તો સઘળી આમદાની પોતાને માટેજ ખર્ચ કરવાને બદલે થોડા દિવસોમાં થોડું પણ બીજાને માટે બચાવી શકાય. હા, મનુષ્યનું એ એક મુખ્ય કર્ત્તવ્ય છે કે ગમે તેટલી થોડી રકમ કેમ નથી હોતી, પરંતુ તે અવસ્ય બચાવે. જેથી કોઇ અકસ્માત આપત્તિ વખતે તેને અથવા તો તેના કુટુમ્બીઓને કામમાં આવે.

શોધ કરતાં જણાય છે કે ઘણાંજ થોડા માણસો ધનવાન થઈ શકે છે; પરંતુ પ્રત્યેક માણસમાં મહેનત અને કરકસરપણાથી પોતાની જરૂરીયાતોને પુરી પાડી શકવાની તથા વૃદ્ધાવસ્થામાં નિર્ધનતાના દુઃખથી બચી શકાય તેટલા રૂપિયા બચાવી શકવાની શક્તિ છે. કરકસરમાં વખતની અડચણ પડતી નથી, પણ દૃઢ સંકલ્પની અડચણ પડે છે. મનુષ્ય થોડી ઘણી શારીરિક તથા માનસિક મહેનત કરી શકે છે; પરંતુ ઉડાઉપણે તથા નિયમ વિનાનું ખર્ચાળ જીવન ગુજારવાનું છોડતો નથી.

ઇચ્છાઓને વશીભૂત કરવા કરતાં ભોગવિલાસોમાં રહેવાનું લોકો વધારે પસંદ કરે છે. તેઓ જે કંઈ કમાય છે તે સઘળું વાપરી નાંખે છે. કેવળ મહેનતુ માણસો ઉડાઉ નથી હોતાં. દરરોજ સાંભળવામાં આવે છે કે લોકોએ વરસો સુધી સેંકડો રૂપિયા પેદા કર્યા, પરંતુ જ્યારે તેઓ અકાળ મૃત્યુના ગ્રાસ થયા ત્યારે તેઓએ પોતાનાં સંતાનોને માટે એક કોડી બદામ પણ રહેવા દીધી નહિ. તેમના મૃત્યુ પછી તેજ ઘર કે જેમાં તેઓ રહેતા હતા અને તેજ સામાન કે જેનાથી ઘર સુશોભિત લાગતું હતું તે બીજાઓને ઘેર ચાલ્યા જાય છે. તેના વેચાણથી જે રૂપિયા આવે છે તેમાંથી જ તેમની ક્રિયા-કર્મ વગેરેનો ખર્ચ કરવામાં આવે છે, અને તેમણે પોતાના જીવન કાળમાં જે કરજ કર્યું હતું તે પણ તેમાથી ચુકવવામાં આવે છે.

ધન એ સેંકડો વ્યર્થ તથા નિર્મૂલ પદાર્થોના પ્રતિનિધિ તરિકે છે; પરંતુ તે સાથે જ તે એક અતિ અમૂલ્ય વસ્તુને પણ પ્રકટ કરે છે, જેને સ્વતંત્રતા કહે છે. એથી એ એક અત્યંત જરૂરની વસ્તુ છે. અને જ્યારે ધન સ્વતંત્રતાનું કારણ છે, ત્યારે કરકસર ન્હાના દરજ્જામાંથી નિકળી જઇને ઉંચ માનવંત પદ પર આરૂઢ થઈ જાય છે. બુલ્વર ( Bulwer ) કહે છે કે, "રૂપિયાની બાબતમાં કદિ પણ છોકરવાદપણું ન કરવું જોઇએ. રૂપિયા એ ગુણ, યશ, ગૌરવ અને ચરિત્ર છે. મનુષ્યના સત્ય, ઉદારતા, દયાળુતા, ન્યાયપરાયણતા, દૂરદર્શિતા, વગેરે ઉત્તમ ઉત્તમ ગુણ ધનના યોગ્ય ખરચ ઉપર જ આધાર રાખે છે. અને લોભ, કંજુસપણું, ટુંકી નજર વગેરે અનેક અવગુણ રૂપિયાના દુરૂપયોગથી ઉત્પન્ન થાય છે."

જે માણસે જેટલું કમાયું તેટલું સઘળું વાપરી નાખ્યું તેની કદિ પણ ઉન્નતિ થતી નથી. જે માણસ પોતાની સઘળી આવક

વાપરી નાંખે છે તે હમ્મેશાં ગરીબાઈના કિનારા પર આકાશમાં લટકતો ઉભો રહે છે. જેઓ પોતાને દરિદ્ર અવસ્થામાં રાખે છે અને ફક્ત પોતાનું જ નહિ પરંતુ બીજાઓનું પણ ગૌરવ ગુમાવે છે, તેઓ નિર્બળ તથા સમય અને અવસરના ગુલામ છે. તેઓ સ્વાધિન અથવા સ્વતંત્ર રહી શકે એ અશકય છે. મનુષ્યને સઘળા સદ્દગુણોથી દૂર રાખવા માટે આંધળું ખર્ચ અથવા ઉડાઉપણું જ બસ છે.

પરંતુ જે માણસ થોડું ઘણું પણ બચાવે છે–પછી ભલે તે ગમે તેટલી ન્હાની રકમ કેમ નથી હોતી–તેની દશા સર્વથા જૂદી છે. જે થોડું ધન તેણે બચાવ્યું છે તે તેને હમેશાં બળ તથા શાન્તિ આપ્યા કરે છે. તે કદિ પણ સમય તથા ભાગ્યના સપાટામાં નથી આવતો અને સંસારની ઘટનાઓની સ્હામે સાહસપૂર્વક વીરતાથી બાથ ભીડે છે. તે પોતે પોતાના અધિકારી છે, બીજાને આધિન નથી. તેને કોઈ ખરીદી શકતું પણ નથી તેમજ વેચી શકતું પણ નથી. તે સ્વાધીન અને સ્વતંત્ર છે તથા વૃદ્ધાવસ્થાના સુખશાંતિમય આનંદનું સ્વાગત કરવા માટે તૈયાર છે.

મનુષ્ય જેમ જેમ વિચારશીલ અને બુદ્ધિમાન્ થતો જાય છે, તેમ તેમ તે પરિણામદર્શી અને કરકસરીઓ થતો જાય છે. અવિચારી પુરૂષ પોતાની સઘળી આવક આજે જ ખરચી નાંખે છે, કાલની બિલકુલ ચિંતા કરતો નથી, ગરીબાઈ તથા પોતાના આશ્રિત બાલ-બચ્ચાંઓના અધિકારની પણ પરવા કરતો નથી; પરંતુ વિચારશીલ પુરૂષ હમ્મેશાં ભવિષ્યનો વિચાર કરે છે. તે સારા વખતમાં નરસા વખતને માટે તૈયારીઓ કરી મૂકે છે તથા પોતાના પરિવારની જરૂરીયાતો પણ પૂરી પાડતો રહે છે.

જે માણસ વિવાહ કરે છે તે મોટી જોખમદારી પોતાના શિરે

ઉડાવી લે છે; પરંતુ ઘણા જ થોડા લોકો એ વિષે વિચાર કરે છે. કદાચ એમાં પણ કંઈ બુદ્ધિ ચલાવવાની છે, કેમકે સંભવિત છે કે જો એ વિષે દીર્ઘદૃષ્ટિથી વિચાર ચલાવવામાં આવે તો લગ્ન વિવાહ થતા જ બંધ થઈ જાય, પછી કોઈ જોખમદારી જ બાકી ન રહે. પરંતુ જે પુરૂષ વિવાહ કરે તેણે તરત જ દૃઢ સંકલ્પ કરી લેવો જોઇએ કે ગરીબાઇને બનતાં સુધી મારા ઘરમાં કદિ પણ પ્રવેશ કરવા દઇશ નહિ તથા મારા મૃત્યુ પછી મારા બાળ બચ્ચાં સમાજ પર કોઈ પણ પ્રકારે ભાર સ્વરૂપ થઈ પડશે નહિ.

આ અભિપ્રાયથી કરકસર એ મનુષ્યનું મુખ્ય કર્ત્તવ્ય છે. એ વિના કોઈ સત્યવક્તા અથવા ધર્માત્મા થઈ શકતો નથી. ટુંકી નજર સ્ત્રી તથા બાળકોને માટે અન્યાય છે. એ અન્યાયનું કારણ અજ્ઞાનતા છે. જે પિતા પોતાની સઘળી આવક જાત જાતના વ્યસનોમાં અથવા મોજ શોખમાં ઉડાવી નાંખે છે તથા કંઈ પણ બચાવતો નથી તે પોતાના નિરાશ્રિત બાળકોને જન્મ પર્યંત દુઃખ સહન કરવાને માટે મૂકી ચાલ્યો જાય છે. શું એથી વધારે બીજો કોઈ અન્યાય થઈ શકે છે ? એ અસાવધાની લગભગ દરેક જાતિમાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. ઉતરતી પંક્તિના લોકોની માફક મધ્ય તથા ઉચ્ચ પંક્તિના લોકો પણ એવા અપરાધી છે. તેઓ પોતાના ગજા ઉપરાંત વધીને ઉડાઉ ખર્ચ કરે છે, બ્હારના ઠાઠમાઠને હૃદયથી ઇચ્છે છે તથા પોતાને ધનવાન કહેવડાવવા માટે ઉદ્યોગ કરે છે જેથી તેઓને શરાબની શીશીઓ ઉડાવવા, સરતો કરવા, નાચ મુજરા કરાવવા વગેરેમાં ખર્ચ કરવાની તક મળે.

એક વાર જ્યારે મિસ્ટર હ્યુમે હાઉસ ઑફ કૉમન્સ ( **House of commons**) માં કહ્યું હતું કે આપણું ખર્ચ ઘણું વધે જાય છે,

ત્યારે સઘળા સાંભળનારાઓ હસી પડયા હતા. પરંતુ તેનું કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. બલ્કે એ સમય કરતાં અત્યારે પણ વધારે સત્ય છે. આપણાં ખર્ચ ઘણાં જ વધી ગયાં છે. આપણે આપણા ગજા ઉપરાંત ખર્ચ કરીએ છીએ. આપણે આપણી આવક નકામી ગુમાવી નાંખીએ છીએ અને આપણા જીવનનો ઘણો ભાગ તેની પાછળ ગુમાવી દઇએ છીએ.

ઘણા માણસોમાં રૂપિયા કમાવાની યોગ્યતા હોય છે; પરંતુ તેઓ સાચવીને ખર્ચ કરવાનું જાણતા નથી. પૈસા પેદા કરવામાં તો ચતુર છે પણ ખર્ચ કરવામાં મૂર્ખ છે. લોકો ઇન્દ્રિયોના ક્ષણિક સુખોમાં અવિચારીપણે ફસાઇ જાય છે. જો કે અસાવધાનીના કારણથી એવું બને છે તોપણ લોકો દૃઢ ચિત્ત તથા દૃઢ સંકલ્પદ્વારા એ ઇચ્છાઓને સ્હેલાઇથી વશમાં રાખી શકે છે, જેથી તેઓને આવતા અકસ્માત ખર્ચોથી કષ્ટ ભોગવવું ન પડે.

જ્યારે પોતાની જાતિની અથવા તો પોતાને આધીન કુટુમ્બીજનોની દશા સુધારવાનો વિચાર હૃદયમાં ઉત્પન્ન થાય છે, ત્યારે એ વખતે પૈસા બચાવવાનો અભ્યાસ વધારે થાય છે. એ વિચારથી સર્વ ઉડાઉ ખર્ચ તથા બિનજરૂરી વસ્તુઓની જરૂરીયાત ઓછી થઇ જાય છે. જો જરૂર નથી તો સસ્તામાં સસ્તી કિંમતે લીધેલી વસ્તુ પણ મોંઘી જ છે. ન્હાના ન્હાના ખર્ચોથી મોટા મોટા ખર્ચો થવા લાગે છે. અવિચારીપણે નકામી વસ્તુઓ ખરીદ કરવાથી ઉડાઉ ખર્ચ કરવાની ટેવ પડી જાય છે. રોમનો પ્રસિદ્ધ સિદ્ધાન્તવેત્તા સિસરો ( cicero ) કહે છે કે “ખરીદ કરવાની ટેવ નથી તે જ ધન એકઠું થવાનું કારણ છે એમ સ્હમજો.” ઘણા લોકોને વસ્તુઓ ખરીદવાનો મોહ થાય છે. તેઓ કોઇ ચીજ સસ્તી જુએ છે કે

તરત જ તે ખરીદવાને તૈયાર થઇ જાય છે. જો તેને પુછવામાં આવે કે એની શી જરૂર છે ? તો તે જવાબ આપશે કે હમણાં તો કંઇ નથી, પણ હા, એ કોઇ વખતે પણ કામમાં આવશે. એવા ઘણા માણસો જુની વસ્તુઓ ખરીદે છે અને પોતાના બધા રૂપિયા ગુમાવી નાંખે છે. હોરેસ વેલપોલે ( Horace Walpole ) એક વખતે કહ્યું હતું કે, "હવેથી કદિ પણ ખરીદી થશે નહિ, કેમકે મારા ઘરમાં એક તસુ પણ ખાલી જગ્યા રહી નથી તેમ જ એક પાઇ પણ બચી નથી."

દરેક માણસે પોતાની યુવાવસ્થામાં એટલો સામાન એકઠો કરી લેવો જોઇએ કે જેથી વૃદ્ધાવસ્થામાં આનંદપૂર્વક જીવન ગુજારી શકાય. જે માણસે પોતાના જીવનનો ઘણો ખરો ભાગ સારી સ્થિતિમાં ગુજાર્યો પરંતુ અંતે અન્ન સુદ્ધાંના સાંસા પડવા લાગ્યા તથા ભીખ માગ્યા વિના અને બીજાઓની પાસે હાથ ધરવા સિવાય પેટનું પૂરૂં કરવાનું કંઇ સાધન ન રહ્યું. તે માણસની દશા કેટલી શોચનીય છે ? એટલા માટે એ વિચાર દરેક માણસના મનમાં પ્રથમથી જ દઢપણે સ્થિર થવો જોઇએ કે મહેનત કરીને વ્યવસ્થાપૂર્વક ખર્ચ કરવું જોઇએ જેથી ભવિષ્યમાં તેને તથા તેના કુટુમ્બને લાભ થાય.

ખરૂં જોતાં યુવાવસ્થામાં જ પૈસા બચાવવાનો અભ્યાસ પાડવો જોઇએ અને વૃદ્ધાવસ્થામાં ઉદારપણે ખર્ચ કરવું જોઇએ; પરંતુ આવક કરતાં અધિક કદિ પણ નહિ. એક યુવકને જીંદગીના મેદાનમાં ઘણી લાંબી મુસાફરી કરવાની છે. એ અવસ્થામાં જ તે કરકસરના સિદ્ધાંતોનો સારી રીતે અભ્યાસ કરી શકે છે. પરંતુ એક વૃદ્ધ પુરૂષ પોતાની જીવનલીલા સમાપ્ત કરનાર છે અને અહિંયાથી પોતાની સાથે કંઇ પણ લઈ જનાર નથી.

પણ એવું જોવામાં નથી આવતું. દરેક યુવકની એવી ઇચ્છા થાય છે કે જેવી રીતે મારા માતાપિતાએ ખર્ચ કર્યું તેવી રીતે હું પણ ઉદારપણે અને સ્વતંત્રતાથી કરૂં. કોઇ કોઇ વખતે એથી પણ વધીને ખર્ચ કરવાની મરજી થાય છે અને તે કરે છે પણ ખરો. પછી પરિણામ એ આવે છે કે તે ટુંક સમયમાં ઋણ ( કરજ ) ના સપાટામાં સપડાય છે, પોતાની જરૂરીયાતોને પૂરી પાડવા માટે અનુચિત અને પાપમય ઉપાયો લે છે, રૂપિયા જલદીથી પેદા કરવાને પ્રયત્ન કરે છે, અને પોતાની શક્તિ ઉપરાંત વ્યાપાર કરે છે; પરંતુ છેવટે દુઃખનો ભારો શિરપર ઉંચકી લે છે. એથી તેને અનુભવ તો મળે છે, પરંતુ એ અનુભવ સારા કામનો થતો નથી–ખોટા કામનો થાય છે.

વિશ્વવિખ્યાત મહાત્મા સૉક્રેટિસ ( Socrates ) કહે છે કે " દરેક કુટુમ્બના પિતા અથવા નેતાઓએ પોતાના કરકસરીયા પાડોસીનું અનુકરણ કરવું જોઇએ, અને જે પોતાની આવક ઉત્તમ વ્યવથાપૂર્વક ખર્ચે છે તેવા પુરૂષોના જીવનમાંથી બોધ લેવો જોઇએ. " કરકસર કરવાની ઘણીજ જરૂર છે. એ સર્વોત્તમ ગુણ દૃષ્ટાંતોથી ઘણીજ સારી રીતે સમજી શકાય છે. ધારો કે બે માણસો છે; દરેકની આવક રોજની રૂ. ૫) છે. બન્ને જણાનું રહેવાનું તથા ઘરનું ખર્ચ સરખું જ છે. એક જણ તો કંઈ બચાવતો નથી અને કહે છે કે હું કંઇ જ બચાવી શકતો નથી; પરંતુ બીજો કહે છે હું બચાવી શકું છું અને થોડા થોડા રૂપિયા દરરોજ સેવિંક બેંકમાં મૂકી આવું છું. પરિણામ એ થાય છે કે એક દિવસે તે ધનવાન કહેવાય છે.

સેમ્યુએલ જોન્સન્ (Samuel Johnson) દરિદ્રતાના દુઃખની એક પ્રત્યક્ષ મૂર્તિરૂપ હતો. તે એવો દરિદ્ર હતો કે તેણે એકવાર

પોતાના નામની જગ્યાએ જોન્સન્ ન લખતાં ડિનરલેસ (Dinner-less અર્થાત્ જેને ખાવાનું ન મળે તે) લખી નાખ્યું હતું ! તે જંગલીની માફક ગલિઓમાં ફર્યા કરતો હતો તથા તેને રાત્રે ક્યાં સૂઈ રહેવું એ વિષે પણ વિચાર થઈ પડતો હતો. જોન્સનની પ્રથમ અવસ્થા એવી તો દરિદ્રતામાં વીતી કે તે તેને આખી જીંદગી પર્યંત ભૂલી ગયો નહિં. તે હમ્મેશાં પોતાના મિત્રો તેમજ વાંચકોને સમજાવતો હતો કે ગરીબાઇથી બચવું જોઇએ. સિસરોની માફક તેનો પણ મત હતો કે ઋદ્ધિ તથા વૃદ્ધિનો સર્વોત્તમ માર્ગ કરકસર છે. તે કરકસરને દૂરદર્શીતાની પુત્રી, સંયમની બ્હેન અને સ્વતંત્રતાની માતા કહેતો હતો. તે કહે છે કે, "ગરીબાઇથી પરોપકારનાં સઘળાં દ્વાર બંધ થઈ જાય છે તથા પાપથી બચવાની શક્તિ સર્વથા જતી રહે છે. એટલા માટે દરેક સારા ઉપાયો વડે તેને દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. દૃઢ સંકલ્પ કરો કે દરિદ્ર નહિ થઇએ. જે કંઈ તમારી પાસે છે, તેનાથી થોડું ખર્ચ કરો. કરકસર કેવળ સુખ અને શાન્તિનો જ આધાર નથી; પરંતુ પરોપકારનું પણ મૂળ છે. જેને પોતાને જ સહાયતાની જરૂર છે તે બીજાને સહાયતા કરી શકતો નથી. બીજાને આપ્યા પહેલાં પોતાની પાસે પુષ્કળ પુંજી એકઠી કરી લેવી જોઇએ."

જોન્સને બીજું પણ કહ્યું છે કે, "દરિદ્રતા માનવીય સુખની કટ્ટામાં કટ્ટી દુશ્મન છે. તે સ્વતંત્રતાનો નાશ કરી નાંખે છે. કેટલાક સદ્ગુણોને અશક્ય અને કેટલાકોને કઠિન બનાવી દે છે." જે લોકો દરિદ્રતાથી બ્હીતા રહે છે તેમણે પોતાના કરકસરીયા પૂર્વજોનાં નીતિમાન વાક્યોનું સ્મરણ કરવું જોઇએ અને ઉડાઉપણાથી બચવા માટે ઉપયોગી ઉપાયો લેવા જોઇએ. કરકસરપણા સિવાય કોઈ ધનવાન થઈ શકતું નથી અને કરકસર કરવાથી કોઈ ગરીબ થઈ શકતું નથી.

જો કરકસર ઉપર એવા ભાવથી જોવામાં આવે કે તેનું પાલન કરવું કેટલું જરૂરનું છે તો પછી તેનું પાલન કરવામાં કંઈ પણ મુશ્કેલી જણાશે નહિ. જે લોકોએ એ ઉપર પ્રથમથી ધ્યાન આપ્યું નથી તેમને એ જોઇને આશ્ચર્ય લાગશે કે ફક્ત બે ચાર પૈસા દરરોજ બચાવ્યાથી પણ કેટલી ઉન્નતિ, માનસિક વૃદ્ધિ અને જાતિય સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે.

કરકસર માટે જેટલો ઉદ્યોગ કરવામાં આવે તેટલો પ્રશંસાને પાત્ર છે. તે પ્રમાણે વર્તવાથી જ તેની ઉન્નતિ છે. તેનાથી સ્વાર્થત્યાગ અને સંયમ વૃદ્ધિ પ્રાપ્ત થાય છે. લાંબી નજર પર તેનો સઘળો આધાર છે અને લાંબી નજર જ તેનો મૂળ મંત્ર છે. તે વિષયવાસનાઓને દાબી દે છે, સુખ શાન્તિ આપે છે અને ભય, ચિન્તા, આકુળતાઓ જેમાં આપણે હમ્મેશાં ફસી રહીએ છીએ તેને દૂર કરે છે.

કેટલાકો કહે છે કે એ નથી થઈ શકતું, પણ એ ખરૂં નથી. દરેક માણસ કંઈ ને કંઈ જરૂર કરી શકે છે. એ વિચાર કે જે 'નથી થઈ શકતું' તે જુદાં જુદાં માણસ અને જાતિના સર્વનાશનું કારણ છે. 'એ નથી થઈ શકતું' એના કરતાં વધારે બુરૂં બીજું કંઈ નથી. જો એક પૈસો રોજ પાન તમાકુમાં ખર્ચ થાય તો વર્ષની આખરે રૂ. ૬) થશે અને કદાચ જીંદગી સુધીનો હીસાબ કાઢવામાં આવે તો મરતી વખતે એ આંકડો કેટલાક સોનો થશે. જો એ રૂપિયા પાન તમાકુના ખર્ચમાંથી બચાવી કોઈ બેંકમાં જમે કરાવે તો ૨૦ વર્ષમાં રૂ. ૧૨૦) થઈ જશે. કેટલાક માણસો તો એક પૈસાની જગ્યાએ છ છ પૈસાનાં પાન ચાવી જાય છે. જો એ પૈસા બચાવવામાં આવે તો ૨૦ વર્ષમાં ૭૦૦—૮૦૦ રૂપિયા થઈ જશે. જે માણસ ફક્ત રોજ બે આનાનો દારૂ પીએ છે, તે ૨૦ વર્ષમાં ૧૦૦૦ રૂપિયાની પાયમાલી કરી નાંખે છે.

એક વાર એક શેઠે પોતાના નોકરને સલાહ આપી કે થોડા રૂપિયા ખરાબ દિવસોને માટે બચાવી રાખવા જોઇએ. થોડા દિવસ પછી જ્યારે શેઠે નોકરને પુછ્યું કે "તેં કેટલા પૈસા બચાવ્યા?" ત્યારે તેણે જવાબ આપ્યો કે "સાહેબ, કંઈ પણ નહિ. મેં નિસ્સંદેહ આપની આજ્ઞા પ્રમાણે બચાવવાનું શરૂ કર્યું હતું; પરંતુ કાલે એટલો બધો વરસાદ પડયો કે બધા રૂપિયાનો દારૂ પી ગયો !"

જે માણસ પોતાનું તથા પોતાના પરિવારનું બીજાની મદદ સિવાય પાલન કરે છે તે આત્મ–ગૌરવનો ખરો અર્થ સમજે છે. દરેક સ્વાવલંબી પુરૂષે પોતાના ગૌરવની રક્ષા કરવી જોઇએ.

ન્યાયપૂર્વક, માણસે ફક્ત પોતાની જ ભલાઇનો વિચાર ન રાખવો જોઇએ; પરંતુ બીજા પ્રત્યે તેનું જે કર્તવ્ય છે તેનું પણ ધ્યાન રાખવું જોઇએ. તે સિવાય પોતે કદિ પણ નીચે ગબડતા ન જવું જોઇએ; પરંતુ હમ્મેશાં પોતાને ઉંચે પદે ચઢાવતા જવું જોઇએ અને દેવતાઓથી સ્હેજ જ જૂદા સ્હમજવું જોઇએ. તેણે પોતાના ઉંચ પદનું, પ્રકૃતિના રાજ્યમાં પોતાના ઉંચ અધિકારનું, પોતાની ઉંચ બુદ્ધિનું, પોતાની અદ્દભુત શક્તિનું તથા પૃથ્વીપરના પોતાના ઉંચ આસનનું સદા સ્મરણ રાખવું જોઇએ. જે કોઈ એ સઘળી વાતો ઉપર વિચાર કરશે તે પોતાને તુચ્છ સ્હમજવાનું તરત જ છોડી દેશે.

દરેક માણસે પોતાના ગૌરવની રક્ષા કરવી જોઇએ. પોતાના શરીરને, પોતાના મનને, પોતાના આચરણને માન આપવું જોઇએ. આત્મગૌરવ જે આત્મપ્રિયતા પર આધાર રાખે છે, તે મનુષ્યને ઉન્નતિના પ્રથમ પગથીયા પર ચઢાવે છે. તે મનુષ્યને ઉઠાડવાને, આગળ ચલાવવાને, તેની બુદ્ધિને વધારવાને, અને તેની દશા સુધારવાને માટે ઉત્સાહિત કરે છે. આત્મગૌરવ, સ્વચ્છંદતા, પવિત્રતા, સત્યતા, ગંભીરતા

ઇત્યાદિ અનેક ઉત્તમ ગુણોની ખાણ છે. પોતાને નીચા ગણવું એ પોતાને ડૂબાડી દેવા જેવું છે તથા જેને તળીયે કલંક અને અપયશ છે એવા ભયંકર ખાડામાં પોતાને ગબડાવી પાડવા બરોબર છે.

કેટલીક હદ સુધી દરેક માણસ પોતાને મદદ કરી શકે છે. આપણે કંઈ તૃણ તુલ્ય નથી કે પાણીના પ્રવાહમાં તણાઈએ. આપણે આપણાં કાર્યોમાં સ્વતંત્ર છીએ અને નદીના પ્રવાહમાં આપણે સ્થિર રહી શકવા સમર્થ છીએ. આપણામાંથી દરેક જણ આચરણ સંબંધી ઉન્નતિ કરી શકે છે, પોતાના વિચારોને વધારી શકે છે, અને સારાં કામો કરી શકે છે. આપણે ગંભીરતા તથા કરકસરપણાથી જીવન ગુજારી શકીએ છીએ, વિપત્તિના વખત માટે સામગ્રી એકઠી કરી શકીએ છીએ, સારાં પુસ્તકો વાંચી શકીએ છીએ, બુદ્ધિમાન શિક્ષકોના ઉપદેશ સાંભળી શકીએ છીએ તથા પોતાને ઇશ્વિરીય શક્તિના છત્રછાયામાં રાખી શકીએ છીએ. આપણે ઉંચ ઉદ્દેશો તરફ દૃષ્ટિ રાખી પોતાને ઉંચ કામોમાં લગાડી શકીએ છીએ.

એક કવિ કહે છે કે "પોતાના પર પ્રેમ રાખવો અને સમાજ પર પ્રેમ રાખવો એ એકજ છે." જે માણસ પોતાની ઉન્નતિ કરી શકે છે તે જગતની ઉન્નતિ કરી શકે છે. તે પોતાની જાતથી સમાજની સંખ્યામાં એક સત્યવક્તા પુરૂષનો ઉમેરો કરી શકે છે. પ્રત્યેક સમાજ ઘણા માણસોથી બનેલી છે, તેથી જો કોઈ સમાજનો પ્રત્યેક માણસ પોતપોતાની ઉન્નતિ કરી લે તો આખી સમાજની ઉન્નતિ થઈ જાય. સમાજની ઉન્નતિ એ વંશપરંપરાની ઉન્નતિનું જ પરિણામ છે. જ્યાં સુધી જુદા જુદા અંગ પવિત્ર નથી થઈ શકતાં ત્યાં સુધી આખું અંગ કદિ પણ પવિત્ર થઈ શકતું નથી. સમાજ વંશપરંપરાની વ્યવસ્થાનું પ્રતિબિંબ છે. એ સર્વ પોતે પાર પાડેલા સિદ્ધાંતોની

પુનરાવૃત્તિ છે; પરંતુ પૂર્ણ પ્રભાવ પાડવા માટે જ પોતે પાર પાડેલાં વાક્યોની પુનરાવૃત્તિ કરવામાં આવે છે.

જે માણસે પોતાની ઉન્નતિ કરી છે, તે પોતાના પાડોસીઓની ઉન્નતિમાં થોડી ઘણી સહાયતા કરી શકે છે. તેનામાં એ શક્તિ છે. તેની દૃષ્ટિની સીમા વધી ગઈ છે. તે બીજાઓની મુસ્કેલીઓ જે દૂર કરવા જેવી છે તેને સારી રીતે જોઈ શકે છે. તેઓને સારી અવસ્થામાં લાવવા માટે તે હમ્મેશાં મદદ કરવા તૈયાર છે. તે પોતે પોતાનું કર્ત્તવ્ય પાલન કરી ચુકયો છે તથા બળપૂર્વક બીજાઓને પોતાની માફક કર્તવ્ય પાલન કરવા માટે આગ્રહ કરી શકે છે. જે માણસ પોતે જ વિષયવાસનાઓના કાદવમાં ઉતરી ગયો છે તે કોઈ સમાજની ઉન્નતિ કરી શકતો નથી. જે માણસ પોતે જ મદોન્મત્ત અને અપવિત્ર છે તે બીજાઓને સંયમ અથવા શુદ્ધતા કેવી રીતે શિખવાડી શકે ? વૈદ્યોના પાડોસીઓ કહ્યા કરે છે કે " વૈદ્યરાજ, પહેલાં તમારો તો ઉપાય કરો ? "

કહેવાનો ભાવાર્થ એ છે કે જે સુધારો તથા ઉન્નતિની આપણે ઇચ્છા કરીએ છીએ, તેની શરૂઆત પ્રથમ આપણે જ કરવી જોઇએ. આપણે પોતાના મત તથા વિચારોને પોતાના જીવનમાં જ પ્રકાશિત કરવા જોઇએ. આપણે પોતાને આદર્શ બનાવી દેખાડી આપવું જોઇએ. જો આપણે બીજાઓની ઉન્નતિની ઇચ્છા રાખતા હોઇએ, તો પહેલાં આપણે પોતાની ઉન્નતિ કરવી જોઇએ. દરેક માણસ જાતે કરીને દેખાડી આપી શકે છે અને એ કામની આત્મગૌરવથી શરૂઆત કરી શકે છે.

જીવનની અસારતા ખરાબ વખતને માટે થોડું ધન એકઠું કરી રાખવા માટે ઘણી પ્રેરણા કરે છે. એ પ્રમાણે કરવું એ ધાર્મિક,

આત્મિક અને સામાજીક કર્ત્તવ્ય છે. જે માણસ પોતાને માટે તેમજ પોતાના કુટુંબને માટે ધન સંગ્રહ કરી નથી રાખતો તે ધર્મથી વિમુખ છે અને નાસ્તિકથી પણ દુષ્ટ છે.

જીવનની ક્ષણભંગુરતા પ્રત્યક્ષ જણાય છે. અત્યંત બળવાન તથા નિરોગી પણ ક્ષણવારમાં કોઈ દુર્ઘટના અથવા રોગથી મૃત્યુનો કોળીઓ થઈ જાય છે. એટલા માટે જેવી રીતે આપણે મૃત્યુ નિશ્ચય છે એમ માનીએ છીએ તેવી જ રીતે જીવનની અસ્થિરતા પર પણ વિશ્વાસ રાખવો જોઇએ.

મનુષ્યના જીવનનો કંઈ નિશ્ચય નથી. કેટલાક તો જન્મતાંની સાથે જ મરી જાય છે, કેટલાંક વળી ૨૦ વર્ષ પહેલાં અને કેટલાંક ૫૦ વર્ષ પહેલાં મરી જાય છે. ૬૦, ૭૦, વર્ષના તો ભાગ્યે જ જોવામાં આવે છે અને ૮૦–૯૦ વર્ષના તો કયાંય શોધે પણ મળતાં નથી. ભારતવર્ષના લોકોનું આયુષ્ય એટલું અલ્પ કેમ હોય છે, તેનું કંઈ પણ કારણ તો હોવું જ જોઇએ. કારણ વિના કોઈ કાર્ય બનતું નથી. દૈવ અથવા તો ભાગ્ય એવી કોઈ વસ્તુ આ સંસારમાં નથી. મનુષ્ય નિયમ પ્રમાણે પેદા થાય છે અને નિયમ પ્રમાણે જ મરી જાય છે. હમ્મેશાં જોવામાં આવે છે કે જીવનમાં ઘણીયે ઘટનાઓ બને છે જેને લોકો દૈવી ઘટના કહ્યા કરે છે; પરંતુ જો તે ઉપર લાંબો વિચાર કરવામાં આવે તો જરૂર તેનું કંઈ પણ કારણ જડી આવશે.

મનુષ્યનું એ કર્ત્તવ્ય છે કે આરોગ્ય સંબંધી નિયમોને સારી રીતે જાણે તથા રોગ, શોક, અકાળ મૃત્યુ વગેરે દુર્ઘટનાઓ માટે પહેલાંથી તૈયાર થઇ રહે. પ્રકૃતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી જે હાનિકારક પરિણામ આવે છે તેનાથી આપણે કદિ પણ બચી શકતા

નથી—પ્રકૃતિ જરૂર દંડ કરશે. ગમે તો લાખો પ્રાર્થનાઓ કરો પણ પ્રકૃતિના દરબારમાં આપણને કદાપિ ક્ષમા મળશે નહિ.

કેવળ પ્રકૃતિના નિયમો જાણી લેવાથી જ કામ ચાલતું નથી, પણ આપણે તે પ્રમાણે વર્તવાની પણ ઘણી જરૂર છે. સર્વશક્તિમાન પરમેશ્વર આપણી અજ્ઞાનતાથી પોતાના નિયમોમાં ફેરફાર કરતો નથી. તેણે આપણને વિવેક બુદ્ધિ આપી છે જેથી આપણે તેના નિયમો સ્હમજી શકીએ તથા તેનું પાલન કરીએ, નહિ તો શોક, દુઃખ વગેરે પરિણામોને આપણે સહન કરવા જોઇએ.

આપણે ઘણું ખરું લોકોને એમ કહેતાં સાંભળીએ છીએ કે, "શું અમને કોઈ મદદ નહિ કરે?" એ કેટલા નિરાશા અને નિરૂત્સાહના મુડદાલ શબ્દો છે? ના, ના, ત્રાસજનક નીચપણાના શબ્દો છે. તેઓ જો સ્હેજ સ્વાર્થત્યાગ, સંયમ તથા કરકસર કરે તો ઘણી જ સ્હેલાઇથી પોતે જ પોતાને મદદ કરી શકે.

ઘણા માણસોને હજી એ વાત શિખવાની છે કે ધર્મ, જ્ઞાન, સ્વાધીનતા ઇત્યાદિ ઉત્તમ ગુણો તેમાંથી જ ઉત્પન્ન થઇ શકે છે. વિધિ-સ્થાપનથી તેમને કંઇ લાભ થતો નથી. તેનાથી તેઓ સંયમી અથવા બુદ્ધિમાન થઇ શકતા નથી.

ઉડાઉ માણસ વિધિસ્થાપનનું હાસ્ય કરે છે અને દારૂ પીનાર તેનું અપમાન કરે છે, દૂરદર્શિતા અને ઇન્દ્રિયપરાજયને ધિક્કારની દૃષ્ટિથી જુએ છે તથા છેવટે પોતાની વિપત્તિ તથા માઠી દશાનો દોષ બીજાઓને માથે ઢોળી પાડે છે. જે વક્તાઓ પોતાના શ્રોતાજનોને કરકસર, સંયમ તથા આત્મગૌરવનો અભ્યાસ કરવાનું કહેવાને બદલે "શું કોઇ અમને મદદ નહિ કરે?" એ શબ્દોને માટે ઉત્તેજીત કરે છે, તેઓ કેટલા ઉલટા માર્ગે જાય છે. એ શબ્દોથી હૃદય તૂટી જાય છે તથા આત્મીય કલ્યાણના પ્રાથમિક સત્રથી અજ્ઞાનતા પ્રગટ થાય છે.

મનુષ્યમાં સ્વાભાવિક રીતે ઉપકારનો ભાવ રહેલો છે. એ એટલા માટે જ ઉત્પન્ન થયો છે કે પોતાની ઉન્નતિ તથા વૃદ્ધિ કરે અને પોતાને માટે મોક્ષનો માર્ગ શોધી કાઢે. જ્યારે ગરીબમાં પણ ગરીબ માણસ એ કાર્ય કરી શક્યા છે તો પછી એવું કોઈ કારણ નથી કે દરેક માણસ પણ તે કાર્ય કરી શકે નહિ. વીરતા તથા દૃઢતાનો હમ્મેશાં જય થાય છે.

આજકાલ ભારતવર્ષમાં પણ સારા પગાર મેળવનાર અમલદારોની તથા શિલ્પકારોની સંખ્યા ઘણી જ વધતી જાય છે. જો એ લોકો કરકસર કરે તો તેમની પ્રતિષ્ઠા, સ્વાધીનતા તથા સચ્ચરિત્રતામાં કેટલીક ઉન્નતિ થઈ શકે તેમજ તેઓ ઉંચી સ્થિતિ પર પહોંચી શકે. પરંતુ એ લોકો એવા તો ટુંકી નજરના તથા ઉડાઉ હોય છે કે પોતાનેજ નુકશાન કરે, એટલુંજ નહિ પણ જે જાતિના તેઓ મુખ્ય અંગ ગણાય છે, તેને પણ હાનિકારક થઈ પડે છે. ચઢતીના વખતમાં તો તેઓ પોતાની આવક આંખો મીંચીને ખર્ચી નાંખે છે પરંતુ જ્યારે પડતીનો વખત આવે છે ત્યારે તરત આપત્તિમાં ફસાઈ જાય છે. એ ધનનો ઉપયોગ નહિ, પણ દુરૂપયોગ કહેવાય. જો કદાચ વૃદ્ધાવસ્થા અથવા બાળબચ્ચાંનાં લગ્ન કરવા માટે થોડું ઘણું બચાવી રાખે છે તો ઘણું કરીને જોવામાં આવે છે કે વિવાહ પહેલાં જ કોઇ ને કોઈ બૂરા વ્યસનમાં પડીને સઘળું પાયમાલ કરી મૂકે છે. મદિરાપાન તથા વેશ્યાગમનની તો એક સાધારણ ટેવ થઈ પડે છે. આ વાતમાં બિલકુલ ખોટું નથી. તેની સત્યતા વિષે જો જોવું હોય તો જરા ચારે તરફ દૃષ્ટિ કરીને જૂઓ કે કેટલા રૂપિયા ખર્ચ થાય છે અને કેટલા બચે છે. કેટલા દારૂની દુકાનોમાં જાય છે અને કેટલા બેંકો વગેરેમાં ભરવામાં આવે છે.

ચઢતીના દિવસો પછી ઘણાખરા પડતીના દિવસો આવે છે. ચઢતીના દિવસોમાં દરેક મનુષ્યનું કામકાજ સારી પેઠે ચાલે છે, તથા આવક પણ સારી થાય છે એમાં કંઈપણ સંદેહ નથી. લાખો મણ માલ દરરોજ આવે છે. સેંકડો માલગાડીઓ રાતદિવસ માલથી ખિચોખિચ ભરેલી ઉભી રહે છે. ઠેકાણે ઠેકાણે વહાણોનાં બંદર કાયમ થતાં જાય છે. દરેક માણસ પ્રફુલ્લ તથા ધનવાન જણાય છે. પરંતુ અમે નથી માનતા કે એ બધી વાતોથી સ્ત્રી પુરૂષોમાં કંઇ બુદ્ધિનો પણ વધારો થાય છે અથવા તેઓ સ્વાર્થ તથા વિષયવાસનાઓમાંથી પોતાનું મન પાછું ફેરવી સભ્યતા અને સદાચરણની તરફ વળે છે. અમારા ધારવા પ્રમાણે તો પશુવત્ ઇન્દ્રિઓનું પોષણ કર્યા સિવાય કોઇ ધાર્મિક અથવા સામાજિક કાર્યોમાં તેમનો વખત જતો નથી.

જો એ બ્હારની સફળતાઓ ઉપર જ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો જણાશે કે જ્યાં જુઓ ત્યાં ખર્ચ વધતું જાય છે. મજુરી વધારવાની બૂમો ચારે તરફથી સંભળાય છે; પરંતુ જેટલી મજુરી વધારવામાં આવે છે, તેટલીજ જલદીથી તે વપરાઈ જાય છે. અસંયમની ટેવ પડી જાય છે અને તે દિવસે દિવસે વધતી જાય છે. ગમે તેટલી મજુરી વધારી આપો, પરંતુ કંઇ લાભ થતો નથી. જો કોઇ આજ એક આનાનો દારૂ પીતો હશે તો કાલે મજુરી વધ્યાથી બે આનાનો પીશે. તેથી જે દેશ અથવા જાતિ અસાવધાન તથા અદૂરદર્શી છે તેને કોઈપણ પ્રકારની ચઢતી અથવા વૃદ્ધિથી લાભ થતો નથી. જ્યાં સુધી તે કરકસર તથા દૂરદર્શીપણાનું બરાબર પાલન નહિ કરે, ત્યાં સુધી નિર્ધનતા તથા દરિદ્રતાના અંધારા કૂવામાં પડી રહેશે.

જો મનુષ્યના જીવનનો ઉદ્દેશ ફક્ત '**येन केन प्रकारेण**' રૂપિયા પેદા કરવાનો જ હોત, તો આપણે જરૂર આપણી ઉન્નતિ

ઉપર મોહ પામત; પરંતુ મનુષ્યના જીવનનો ઉદ્દેશ કદિ પણ એવો નથી. તેનામાં શારીરિક અંગો સિવાય પ્રેમ, ઉપકાર, મિત્રતા ઇત્યાદિ અનેક શક્તિઓ રહેલી છે. તેના મુખ તથા પીઠને જે અધિકાર છે તે જ તેના હૃદય તથા મસ્તકને પણ મળેલો છે. ઉદરથી જૂદો તેનામાં એક આત્મા છે. એટલા માટે નસો અને હાડકાંઓની ઉન્નતિ થવાની જેટલી જરૂર છે તેટલીજ તેની બુદ્ધિ તથા આચરણની ઉન્નતિ થવાની પણ જરૂર છે.

ફક્ત ધન જ ચઢતીનું ચિહ્‌ન નથી. મનુષ્યનો સ્વભાવ સરખો રહી શકે છે; પરંતુ જ્યારે તે પોતાનું ખર્ચ વધારે છે અથવા પોતાની મિલકતમાં દરવર્ષે સેંકડો રૂપયાની ઉપજનો ઉમેરો કરે છે, ત્યારે તેનો સ્વભાવ નીચતા તથા નિર્બળપણાની તરફ વધારે વળી જાય છે. જનસમાજની એવી જ અવસ્થા છે. જ્યાં સુધી શારીરિક ઉન્નતિની સાથે સાથે સચ્ચરિત્રતાની પણ વૃદ્ધિ થતી ન જાય, ત્યાં સુધી ધનવૃદ્ધિ ભોગવિલાસોની સામગ્રી ભેગી કરવા સિવાય કંઇપણ ઉપયોગી નથી. જો કોઈ અભણ માણસની આવક બમણી કરવામાં આવે તો એનું પરિણામ એ આવશે કે તેના ભોગવિલાસોનાં સાધન ઘણાં વધી જશે. એ પ્રમાણેની ચડતીથી—જેને અર્થશાસ્ત્રના વિદ્વાનો દેશની ચડતી કહે છે તેથી—કંઇ પણ લાભ થતો થતી. જ્યાં સુધી સચ્ચરિત્રતાના સિદ્ધાંતોથી અજાણપણું રહેશે, ત્યાં સુધી અમારા ધારવા પ્રમાણે એ પ્રમાણેની ચડતીથી લાભને બદલે ઉલટું નુકશાનજ થશે. ફક્ત વિદ્યા અને સચ્ચરિત્રતામાં એવા ઉંચા ગુણ છે કે તે મનુષ્યના જીવનને પ્રતિષ્ઠિત બનાવી શકે છે, અને ફક્ત એજ સદ્‌ગુણોની વૃદ્ધિ કોઈ સમાજની ખરી ઉન્નતિ તથા વૃદ્ધિનું ખરૂં ચિહ્‌ન છે.

એકવાર માંચેસ્ટરના ધર્માધ્યક્ષે પોતાના ભાષણમાં દક્ષિણ

ઇગ્લેંડના એક પાદરી સાહેબના પત્રનો હેવાલ આપ્યો હતો. તેણે લખ્યું હતું કે " ખેતરોમાં કામ કરનારા કુલી લોકોની મજુરી વધી છે તેથી હું હું ઘણો ખુશી થયો છું. પરંતુ મજુરી વધવાથી પરિણામ એ આવ્યું છે કે તેઓ પહેલા કરતાં દારૂ ઘણો વધારે પીવા લાગ્યા છે, તેથી ઘણી દીલગીરી થાય છે. જો ચડતીનો ઉપયોગ આવોજ હોય તો આપણે તેને કદિ પણ ઇશ્વરની કૃપા કહી શકીએ નહિ. જે દેશ ધનદોલતમાં આગળ ઘણો વધે છે તે દેશ અથવા સમાજની ખરી ચડતી એ ઉપરથી કહી શકાય નહિ. જો કે ધન-દોલતની વૃદ્ધિ પણ એક અત્યંત જરૂરની વસ્તુ છે પરંતુ જો તે દેશ ધર્મ તથા સચ્ચરિત્રતામાં પણ વધતો હોય અને સુખ સંતોષ વગેરેથી સંપૂર્ણ હોય તો જ તેની ખરી ચડતી કહેવાય.

ઉપરના વિચારોથી અમારો કહેવાનો હેતુ એવો કદિ પણ નથી કે કંજુસાઇનો અભ્યાસ પાડો. અમે કંજુસ માણસ તરફ તિરસ્કાર-પૂર્ણ દૃષ્ટિથી જોઇએ છીએ. ફક્ત અમારો કહેવાનો મુખ્ય હેતુ એજ છે કે મનુષ્યે ભવિષ્યને માટે થોડું ઘણું બચાવી રાખવું જોઇએ. સારા વખતમાં ખરાબ વખતને માટે થોડું બચાવી રાખવું જોઇએ. જરૂર પડે તેને માટે પ્રથમથીજ તૈયાર થઈ રહેવું જોઇએ. એટલું ધન પોતાની પાસે એકઠું કરી રાખવું જોઇએ કે જે વૃદ્ધાવસ્થામાં ઉપયોગી થઇ પડે, જેનાથી આત્મગૌરવ જળવાઈ રહે, સુખ શાંતિ મળે તથા સમાજની ઉન્નતિ થઈ શકે. કરકસરની સાથે લોભ, લાલચ અથવા સ્વાર્થ સાધનનો બિલકુલ સંબંધ નથી. એ પહેલાંથી જ એ દુર્ગુણોથી સર્વથા ભિન્ન છે. તેનો મુખ્ય હેતુ એ જ છે કે સ્વતંત્રતા જળવાઈ રહે તથા ધનનો સદુપયોગ થાય. ધન પ્રમાણિકપણે પેદા કરવામાં આવે અને યોગ્ય વ્યવસ્થાપૂર્વક તેને કામમાં લેવાય.

# પ્રકરણ ૩ જું.

## ટુંકી નજર.

૧. જે લોકોએ પોતાને વશમાં રાખ્યા છે, તેઓને દરેક અવસ્થામાં સુખ મળી શકે છે.

૨. જે લોકોને બાળ-બચ્ચાં છે તેઓએ રૂપિયાની જોખમદારી પોતાને માથે વ્હોરી લીધી છે.

—વિદ્વાનોનાં વાક્ય.

એમ તો કોઈ કહી શકતું નથી કે આજકાલના લોકો મહેનતુ નથી. મહેનતુ તો ઘણા છે તથા રૂપિયા પણ જીવ તોડીને પેદા કરે છે. પરંતુ ખરી વાત એ છે કે તેઓ ટુંકી નજરના છે તેથી જ તેઓની દશા શોચનીય છે. જેટલું આજ કમાય છે તેટલું સઘળું આજે જ ખર્ચી નાંખે છે; કાલને માટે કંઈ બચાવી રાખતા નથી. જો કદાચ દૈવયોગે આજે નોકરી છુટી જાય, અથવા શરીર બગડે તો કાલે ઘરમાંથી ખાવાનું અનાજ સુદ્ધાં ન નિકળે. એવી દશા ફક્ત મજુર વર્ગની અથવા ન્હાના માણસોની જ નથી, પરંતુ મ્હોટા મ્હોટા લોકોની પણ તે જ દશા છે. મહિને સો સો રૂપિયા કમાનારની પણ એવી દશા છે કે મહીનાના પહેલા ૨૦ દિવસ તો ઘણી જ ખુશીથી નિકળી જાય છે, પણ બાકીના ૧૦ દિવસ ઘણી જ મુશ્કેલીથી કાઢે છે !

તેની આવક ગમે તેટલી વધે પણ તેની દશા તો તેવી ને તેવી રહે છે. તે પોતાની ટેવો છોડી દેતો નથી. આવક વધતાં ઘણી વાર લાગે છે, પરંતુ ખર્ચ વધતાં બિલકુલ વાર લાગતી નથી.

વ્યાપારમાં હમ્મેશાં ફેરફાર થયાં કરે છે; પરંતુ ટુંકી નજરવાળો તથા ઉડાઉ માણસ એથી કંઇ પણ શિક્ષણ મેળવતો નથી અને ભવિષ્યને માટે કંઇ સામગ્રી એકઠી કરી રાખતો નથી. ટુંકી નજર એ એક દુ:સાધ્ય રોગ સમાન છે.

એક ગૃહસ્થ પોતાના રિપોર્ટમાં એક એવા દેશની સ્થિતિ વિષે લખે છે કે જો કદાચ ત્યાં એ અઠવાડિયા માટે કામ બંધ કરવામાં આવે તો કારીગર લોકો ભૂખે મરવા લાગે. જો કદાચ હડતાલ પાડવામાં આવે છે, તો સરસામાન બજારમાં વેચાવા લાગે છે, અપીલ ઉપર અપીલ કરવામાં આવે છે તથા પૈસાદારોનાં બારણાં ખખડાવવામાં આવે છે. આ ટુંકી નજર જ શિલ્પકારોની પડતીનું મુખ્ય કારણ છે. એનાથી જાતિની દુર્દશા થાય છે. આપણી એ દુર્દશા આપણી જ મૂર્ખાઇ અને આપણી જ સ્વચ્છંદતાથી થાય છે. જો કે પરમેશ્વરે ગરીબાઇને ઉત્પન્ન કરી છે; પરંતુ તેથી કંઇ ગરીબ માણસે ખરાબ દશામાં રહેવાની જરૂર નથી. ખરાબ ચાલ–ચલણ અને વિશેષ કરીને ટુંકી નજરથી વિપત્તિ તથા અભાગ્યનું કારણ પેદા થાય છે.

ઇંગ્લાંડ વગેરે દેશોમાં શિલ્પકારોની દશા સુધારવા માટે ઘણા પ્રયત્ન કરવામાં આવ્યા. તેઓનાપર જે કર નાંખ્યા હતા, તે પણ કાઢી નાખવામાં આવ્યા; પરંતુ તેઓની દશા જેવી ને તેવીજ રહી. તેમણે કોઇ પણ પ્રકારની ઉન્નતિ કરી નહિ. ન તો તેમણે પોતાને માટે સુધારાના નિયમો ઘડયા કે ન તેનો જાતે અભ્યાસ કર્યો. સુધારાનો મૂળ અભિપ્રાય વંશપરંપરાની ઉન્નતિ છે. જો કોઇ સમાજના ઉદ્દેશ ખરાબ હોય તો સ્હમજવું કે તેમના દરેક કાર્ય ખરાબ છે, અને જો કાર્ય ખરાબ છે તો આખી સમાજ ખરાબ છે.

પ્રેસીડેન્ટ ફ્રેંકલીન ( Franklin ) કહે છે કે, “ રાજ્ય તરફથી

આપણા પર જે કર નાંખવામાં આવે છે તે નિસ્સંદેહ ઘણા સખ્ત છે; પરંતુ જો એ એકલા રાજ્યનાજ કર ભરવાના હોય તો આપણે સ્હેલાઇથી ભરી શકીએ. પણ આપણા પર તો તેનાથી પણ વધારે ભારે કર પડેલા છે. આપણને એટલો કર તો આળસથી, તેથી બમણો અભિમાનથી અને ચાર ગણો મૂર્ખાઇથી આપવો પડે છે. અર્થાત્ એ દુર્ગુણોથી આપણા કેટલાએ રૂપિયા તથા કેટલોએ વખત નકામો ચાલ્યો જાય છે. જો કદાપિ એ સમયનો સદુપયોગ કરવામાં આવે તો કર કરતાં બમણા ત્રણગણા રૂપિયા આપણે પેદા કરી શકીએ. ” આવી દશામાં વાંચક પોતે જ વિચારી શકે છે કે આપણા સરકારી કર વિષે બોલવું કયાં સુધી વ્યાજબી છે. શું કોઇ રાજા આપણને એમાંથી મુક્ત કરી શકે છે ? કદાપિ નહિ.

એક વાર ઘણા લોકો ભેગા થઇને લૉર્ડ જૉન્ રસલ્ ( Lord John Russell ) ની પાસે ગયા અને તેને પ્રાર્થના કરીને કહેવા લાગ્યા કે, “ અમારા કર માફ કરી નાંખો. ” લૉર્ડ રસલે ઉત્તર આપ્યો કે, “ તમે લોકો સરકારી કર વિષે કહેવા આવ્યા છો ખરા; પરંતુ જરા વિચાર કરીને જુઓ કે તમે પોતે જ તમારા ઉપર કેટલા કર નાંખ્યા છે. તમે લાખો રૂપિયા દરવર્ષે ફક્ત દારૂમાં ખર્ચી નાંખો છો. શું કોઇ સરકાર એટલો કર તમારા ઉપર નાંખી શકે છે? કોઇ અપીલ અથવા કમીશન વિના એ કર ઓછા કરી નાંખવાનું તમારા અધિકારમાં છે. ”

કર ભારે છે, કાયદા ખરાબ છે, એવી એવી વાતોની હાય હાય કરવાથી કંઈ કામ ચાલી શકતું નથી. જેટલી હાનિ ખરાબ ઇચ્છાઓથી થઈ શકે છે તેટલી કોઇ રાજ્યના અન્યાયથી થઇ શકતી નથી. લોકો ઘણે અંશે આળસ, ઉડાઉપણું, અસંયમ તથા દુષ્ટ ચારિત્ર ઇત્યાદિ

ખરાબ વાસનાઓથી જ પોતાને માટે હાનિકારક થઈ જાય છે. એ વાત ખરી છે કે જે લોકો કંઇ પણ ઉદ્દેશ અથવા નિયમ વિના જીવન ગુજારે છે તથા પોતાની સઘળી આવક કંઇ પણ બચાવ્યા સિવાય વાપરી નાંખે છે, તે પ્રથમથી જ કોઈ આપત્તિમાં ફસાવાની તૈયારી કરી મૂકે છે. કેવળ વર્તમાનની ફીકર કરવી એ ભવિષ્યમાં ભૂખે મરવાનું છે. જેઓના જીવનનો ઉદ્દેશ એ છે કે આજ તો ખાઈ પી લઇએ, કોણ જાણે કાલે જીવીશું કે મરી જઈશું. તથા જેઓ કહે છે કે આજ તો આનંદમાં ગુજરે છે, કાલની વાત પરમેશ્વર જાણે, એ બિચારાઓની પાસેથી શું આશા રાખી શકાય !

જો કે જાહેરમાં તો એ વાતોથી નિરાશા ઉત્પન્ન થાય છે તોપણ બિલકુલ નિરાશ ન થવું જોઇએ. જેટલી કેળવણીની ઉન્નતિ થતી જશે તેટલી જ આપણી આર્થિક દશા સુધરતી જશે. આપણે ધનનો સદુપયોગ કરવા લાગીશું અને ભલાઈ તથા સત્યતાથી જીવન ગુજારવા લાગીશું. એ કાર્યમાં ઘણો વખત લાગશે એમાં સંદેહ નથી, પરંતુ આપણે સાહસ તથા ધૈર્ય છોડવું જોઇએ નહિ.

## પ્રકરણ ૪ થું.

### ધન બચાવવાના ઉપાય.

૧ આત્મનિર્ભરતા અને સ્વાર્થત્યાગથી એ શિક્ષણ મળે છે કે મનુષ્ય આજીવિકા માટે મહેનત કરે, પ્રાપ્ત કરેલું ધન સંભાળથી ખર્ચ કરે અને ભવિષ્યને માટે ધીમે ધીમે થોડુંઘણું ભેગું કરી રાખે.

૨ મહેનતની સાથે પ્રેમ રાખો. જો પેટને માટે તેની જરૂર ન હોય તો કંઇ નહિ, પણ વૈદ્ય અથવા ઔષધની જરૂર ન પડે એટલા માટે પરિશ્રમ કરો. એ શરીર તથા મન બન્નેને લાભદાયક છે. તેનાથી આળસ દૂરથી જ ન્હાસી જાય છે.

૩ જે માતા પિતા પોતાના બાળકોને કાર્યવ્યવહાર નથી શિખવાડતા તેઓ તેમને ચોર તથા લૂટારા બનતાં શિખવાડે છે.

—વિદ્વાનોનાં વાક્ય.

* * *

આજકાલ જોવામાં આવે છે કે ઘણા કારીગરો દુકાનદારો તથા નોકરી કરનાર કલાર્કો કરતાં વધારે કમાય છે. એન્ટ્રેસ પાસ થયેલાને રૂ. ૨૦) ની કલાર્કની જગ્યા કેટલી મુશ્કેલીથી મળે છે. બી. એ. પાસ થયેલા રૂ. ૫૦) માં જોઇએ તેટલા મળી આવે છે; પરંતુ અભણ લુહાર—સુતાર, દરજી વગેરે કારીગરો રોજ બબ્બે રૂપિયા સુધી કમાય છે. તેમ છતાં પણ તેઓ હમ્મેશાં ખરાબ દશામાં રહે છે. વાણીયાના દેવામાંથી તેઓનો છુટકારો થતો નથી. ભારતની બ્રાહ્મણ, વૈસ્ય વગેરે જાતિયોના પણ એવાજ હાલ છે. તેઓની આવક ઓછી હોતી નથી તેમજ રોજનું ખાવાપીવાનું ખર્ચ વધારે હોતું નથી; પરંતુ છ સાત વર્ષ પેટે પાટા બાંધીને એકઠું કરી મૂકેલું ધન છોકરાં છોકરીના વિવાહ કરવામાં કે ન્યાતી ભાઇઓને મ્હોટાં મ્હોટાં જમણ આપી મ્હોટું નામ કાઢવામાં ઉરાડી નાંખે છે! વળી કોઈ કોઈ મહાત્માઓ તો એવા થાય છે કે, વાણિયાની પાસેથી વ્યાજે રૂપિયા લઇને પણ કુલણજી બનીને આંખો મીંચી લગ્ન કે ન્યાતવરામાં ધમધોકાર ખર્ચે છે.

આપણા લોકોનું આવું ઉડાઉપણું કોઈ પણ પ્રકારે પ્રશંસાને

પાત્ર નથી. જ્યાંસુધી આપણે એ સ્વાર્થ અને ટુંકી નજરનો ત્યાગ નહિ કરીએ, ત્યાં સુધી નીચ અવસ્થામાં જ ગણાઇશું. ટુંકી નજર ફક્ત પાપ જ નથી પરંતુ ક્રૂરતા પણ છે. કોઈ કુટુમ્બનો વડીલ પોતાની સઘળી આવક પોતાને માટે જ ભોગવિલાસોમાં વાપરી નાખે એ કેટલું સ્વાર્થીપણું કહેવાય? તેના ઉપર ઘણો ભાર છે. તેનું કર્તવ્ય છે કે પોતાનાં બાળકોનું પોષણ કરે, તેઓની કેળવણી વિષે યોગ્ય ગોઠવણ કરે અને પોતાને માટે તેમ જ પોતાના કુટુમ્બને માટે પણ સામગ્રી ભેગી કરે. તે કાલે માંદો પડે અથવા મરી જાય એમાં શું આશ્ચર્ય છે ! જો તેની પાસે પુંજી નહીં હોય તો કાલે જ તેનાં બાળ-બચ્ચાં ભૂખે મરવા લાગશે.

જે લોકોને પોતાના લાભ અથવા નુકસાનની ફીકર નથી, પોતાની ઉન્નતિ અને પડતીની પરવા નથી તેઓને શિખામણ આપવી વ્યર્થ જણાય છે. તેમના મિત્રોનું કર્તવ્ય છે કે તેઓને સારી રીતે સ્હમજણ પાડીને કહે કે જો તમે ગૌરવ અને પ્રતિષ્ઠતા પ્રાપ્ત કરવા માગતા હો, અંધારા કુવામાંથી બહાર નિકળવા ઇચ્છતા હો, તો તમારે લાંબી નજર, કરકસર અને સંયમનો અભ્યાસ કરવાની તથા આત્મનિર્ભરતાનો આશ્રય લેવાની જરૂર છે.

ઑક્સફોર્ડ ( Oxford ) નો એક જોડા શિવનાર મોચી કહે છે કે "જગતમાં કારીગર સઘળા કરતાં વધારે સ્વતંત્ર છે." તે કોઇનો પરતંત્ર રહેતો નથી. એ જ્યાં જાય છે ત્યાં પોતાની રોજી મેળવી શકે છે. તેને કોઇના આશ્રયની જરૂર નથી. જો કે તે ઘણો મહેનતુ અને સંયમી છે તોપણ હમ્મેશાં શરીરે હૃષ્ટપુષ્ટ અને પ્રસન્ન ચિત્તે રહેશે. તેના ખાવા પીવામાં કંઈ પણ અડચણ આવશે નહિ. તે હમ્મેશાં પોતાના ઘરનો કારભાર સારી રીતે ચલાવી શકશે, પોતાનાં

બાળકોને કેળવણી આપી શકશે અને વખતે વખતે બીજાઓને પણ મદદ કરી શકશે. "

કેટલી દીલગીરીની વાત છે કે એવા લોકો સારૂં કમાય છેછતાં પણ પોતાના બધા રૂપિયા દુષ્ટ વાસનાઓની તૃપ્તિને માટે વાપરી નાંખે છે. કોઈ કોઈ તો આવકનો અડધો ભાગ ફક્ત દારૂ પીવામાં જ ઉરાડી મૂકે છે અને બીજા વ્યસનોનું તો પૂછવું જ શું ?

ઇંગ્લાંડના એક કારીગર મિસ્ટર રોનકે એક વાર આમની સભામાં પોતાના ભાષણમાં કહ્યું હતું કે "જે કારીગર અથવા દુકાનદારની આવક ઘણી જ સારી છે તે પશુ જેવો અસભ્યતાથી રહે છે તેનું શું કારણ છે? તે શા માટે એવી દશામાં રહે છે તેનું કંઈ કારણ જણાતું નથી. તેને એક સભ્ય શિક્ષિત પુરૂષની માફક રહેવું જોઇએ. તેનું ઘર મારા ઘર જેવું હોવું જોઇએ. જ્યારે હું આખો દિવસ મહેનત કરીને ઘેર જાઉં છું, ત્યારે મારી પ્યારી પ્રફુલ્લવદની વિદુષી સ્ત્રીને જોઈ બધો શ્રમ ભૂલી જાઉં છું. મારે એક કન્યા છે તે પણ તેની માતા જેવી જ છે. હું એ પૂછવા માગું છું કે જ્યારે કોઈ માણસ મહેનત કરીને ઘેર જાય છે ત્યારે તેનું ખાવાનું મેજ મારા મેજની માફક સજેલું કેમ હોતું નથી? તેની સ્ત્રી અને બાળકો સાફ સુઘડ કેમ નથી રહેતાં? આપણે સઘળા જાણીએ છીએ કે એ લોકો એટલું કમાય છે છતાં પણ પોતાનાં સ્ત્રી પુત્રોને સારાં વસ્ત્રો પહેરાવી શકતા નથી, તથા સારૂં ખાવાનું ખવડાવી શકતા નથી. તેઓના બધા રૂપિયા દારૂની દુકાનપર ચાલ્યા જાય છે. જેવી રીતે હું મારી કમાણી ખર્ચ કરૂં છું તેવી રીતે એ લોકોએ પોતાની કમાણી તેમની બુદ્ધિ વધારવામાં અને મગજ શક્તિ ખિલવવામાં ખર્ચ કરવી જોઇએ. એ લોકોને આ વાત સારી પેઠે સ્હમજાવી દેવી જોઇએ. જેઓ સત્ય

વાતો ન દેખાડતાં તેઓની ખોટી પ્રશંસા કરે છે, તેઓ તેમના મિત્ર નહિ, પણ શત્રુ સમાન છે. ”

પૂર્વકાળમાં દરેક સ્થળે ગુલામગીરી ચાલતી હતી. કારીગરી તથા મજુરીનું કામ ગુલામોની પાસેથી જ કરાવવામાં આવતું હતું; પરંતુ તેના બદલામાં તેઓને કંઈ પગાર અથવા મજુરી આપવામાં આવતી નહોતી. શેઠ પોતાની ઇચ્છા પ્રમાણે તેમને ખાવા તથા પહેરવા આપતા હતા. ગાય, બળદ, ભેંસ ઇત્યાદિ જાનવરોની માફક માલિકોનો તેઓના ઉપર અધિકાર હતો. તેઓ પોતાની મરજી પ્રમાણે ગમે તેને વેચી શકતા હતા. એટલા માટે એ બિચારાઓને કદિ એકઠાં કરવાનો કે રાખવાનો અભ્યાસ થયો નહિ. બચાવવાથી શું લાભ છે, તેની જરૂર તેઓ કદિ સ્હમજ્યા નહિ. એ પ્રમાણે તેઓને ટુંકી નજરનો અભ્યાસ પડી ગયો. એ અવગુણ તેઓમાં પૂર્વ સંસ્કારવશ હજી સુધી રહેલો છે; પરંતુ હવે એ વખત રહ્યો નથી. હવે ગુલામગીરીનું મ્હોં કાળું થયું છે. સઘળા સ્વતંત્ર અને સ્વાધીન છે. એ અવસ્થામાં આપણે પોતાના અવગુણો દૂર કરવા ઉચિત છે. આત્મગૌરવ તથા સંયમનું પાલન કરવું એ આપણો મુખ્ય ધર્મ છે. ભાવી સુખને માટે વર્તમાન સુખનો કંઇક વિચાર કરીને ભોગવવું યોગ્ય છે. આપણી દશા સુધારવાની તથા પોતાને ઉન્નતિના શિખરે પહોંચાડવાની એ જ રીત છે.

થોડા વખત પહેલાં જો કે કારીગરોની ગણત્રી ન્હાના દરજ્જાના માણસોમાં ગણાતી હતી; પરંતુ હવે તેમ નથી. હવે તેમનું ઘણું માન છે. ચોતરફ કળાકૌશલ્યનું આંદોલન ચાલી રહ્યું છે; દરરોજ નવી નવી શોધો થયાં કરે છે, જાતજાતના યંત્રોનાં કારખાનાં સ્થાપવામાં આવે છે, પ્રત્યેક જાતિ તથા સમાજમાં વિદ્યાનો પ્રચાર ઘણો આગળ વધે

છે. ભારતવર્ષમાં જેટલી જેટલી જાતીય સભાઓ ભરાય છે, તે સર્વેમાં શિલ્પવિદ્યાનો ફેલાવો કરવા માટે ઘણા પ્રયત્નો થાય છે, સ્કોલરશીપો ( છાત્રવૃત્તિઓ ) આપીને વિદ્યાર્થીઓને જાપાન, અમેરિકા વગેરે દેશોમાં કળાકૌશલ્યનું જ્ઞાન સંપાદન કરવા માટે મોકલવામાં આવે છે, શિલ્પકારોની આવક પણ રોજ વધતી જાય છે; પરંતુ દીલગીર થવા જેવું છે કે શું યુરોપીયન કે શું ભારતવાસી સઘળા શિલ્પકારોનું ધન અયોગ્ય રીતે ખર્ચ થયે જાય છે. તેનું એ કારણ છે કે તેઓ નીચ અવસ્થામાં પડી રહ્યા છે. તેમણે જાતે જ પોતાને એવા બનાવી દીધા છે. આત્મગૌરવ શું ચીજ છે તેનું પણ તેમને દર્શન થયું નથી. તેઓ કામ કરે છે ખરા; પરંતુ મનમાં સંકોચ રાખે છે. તેઓ એમ માને છે કે આપણે જે કામ કરીએ છીએ તે હલકું છે; પરંતુ એ તેમની મ્હોટી ભૂલ છે. કોઈ પણ કામ હલકું નથી. દરેક જાતનો પરિશ્રમ પ્રશંસાને પાત્ર છે. જેનાથી મનુષ્ય નીચ તથા તિરસ્કારને પાત્ર થાય છે તે ફક્ત આળસ જ છે. ભારતના નવયુવકોને એ ઉપર વિશેષ ધ્યાન આપવાનું છે. જો કદિ બ્રાહ્મણ કપડાં વણવાનું કામ કરે, વાણીયો દરજી અથવા સુતાર લુહારનું કામ કરે તો તેમાં બિલકુલ શરમાવા જેવું નથી. શરમ ફક્ત નવરા બેસી રહેવામાં જ છે.

મિસ્ટર સ્ટરલિંગ ( Mr. Sterling ) કહે છે કે "જો કોઈ કારીગર પોતાનાં રોજીંદાં કામ ઉંચ વિચારોથી કરે છે,—પછી ગમે તો તે કામ હલકામાં હલકું કેમ હોતું નથી, તો આપણે સ્હમજવું જોઈએ કે તે ખરા અંતઃકરણથી પોતાના કર્ત્તવ્યનું પાલન કરી રહ્યો છે." પરંતુ શિલ્પકારોએ એ પ્રમાણે કર્યું નહિ, તેમજ કોઈએ તેમને મદદ પણ કરી નહિ. તેથી જ એમને નીચ તથા ઘૃણિત સ્હમજવામાં આવે છે.

અમે પહેલાંથી જ કહ્યું છે કે આવકની બાબતમાં શિલ્પકારો બીજાઓ કરતાં કદિ પણ પછાત પડયા નથી. ઇન્જીનિયર લશ્કરી અમલદારો કરતાં વધારે કમાય છે. સારા કારખાનાનો મિસ્ત્રી એન્ટ્રેસ પાસ થયેલા કલાર્કો કરતાં વિશેષ પેદા કરે છે. દરજી નિશાળના મહેતાજીઓ કરતાં સારો દરમાયો મેળવે છે.

જો હુશિયાર શિલ્પકાર ઇચ્છે તો સભ્ય શિક્ષિત પુરૂષોની માફક ગૌરવ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે છે; પરંતુ કેટલાંક કારણો તેમની ઉન્નતિમાં અડચણ નાંખે છે. તેઓને અવકાશ મળે છે છતાં પણ પોતાની ઉન્નતિ કરતા નથી. જો કે તેઓની પાસે પૈસા પુષ્કળ છે; પરંતુ કેળવણીની અછત છે. તેઓએ પોતાના મનમાં આ વાત સારી પેઠે ઠસાવી રાખવી જોઇએ કે સમાજમાં મનુષ્યની પ્રતિષ્ઠા તેની આવક પરથી નહિ, પરંતુ ઘણી ખરી તેની બુદ્ધિ તથા સચ્ચરિત્રતાથી કરવામાં આવે છે. એ લોકો એ વાતો ભૂલી ગયા છે, પોતાની સઘળી આવકને વિષયવાસનાઓ પૂરી પાડવામાં બરબાદ કરી નાંખે છે, તથા આત્મોન્નતિની સ્વપ્નમાં પણ રજમાત્ર પરવા કરતા નથી. તેટલા માટે તેઓ સઘળાંને સામાજિક સુખોથી દૂર રાખવામાં આવ્યા છે. બલ્કે એમ કહેવું જોઇએ કે તેમણે જાતે જ પોતાને એ જાતિય અધિકારોથી દૂર રાખ્યા છે.

જો કે તેઓની આવક વિશેષ હોય છે, પરંતુ એ લોકો લગભગ રહેવામાં તથા આચરણમાં હલકા જ રહે છે. કોઈ શિલ્પકાર ગમે એટલો હુશિયાર કેમ હોતો નથી, પરંતુ તે પોતાના બીજા સાથીદારોની માફક જ પોતાની પણ ખરાબ હાલત રાખે છે. જ્યારે જુઓ ત્યારે તેના શરીર ઉપર મેલાં ગંધાતાં કપડાં જ દેખાય છે. ન્હાવા

ધોવાનું, હજામત કરાવવાનું, વાળ ઓળવાનું તો તે નામ પણ જાણતો નથી. હમ્મેશાં હાથ પગ મેલથી કાળા મેંસ જેવા અને વાળ ધૂળથી સફેદ થઈ રહે છે. બુદ્ધિ અને કારીગીરીથી તે જે વધારે રૂપિયા કમાય છે, તે પણ તેને માટે નુકસાનકારક થઈ પડે છે. જો તે ઇચ્છે તો ઘણા જ સુખમાં રહી શકે છે, સારાં વસ્ત્રો પહેરી શકે છે, જરૂરી વસ્તુઓ વેચાતી લઈ શકે છે; પરંતુ તે એ પ્રમાણે કરતો નથી. દરેક અઠવાડિયે તેની સઘળી આવક ખલાસ થઈ જાય છે. તે એક બદામ પણ બચાવતો નથી, તેથી જ્યારે કામની કંઈ અછત થાય છે અથવા તે માંદો પડે છે ત્યારે તેને ખરેખરી મૂશ્કેલી ખમવી પડે છે.

હવે પ્રશ્ન એ થાય છે કે એ દુર્ગુણોને દૂર કરવાનો ઉપાય શું છે? કેટલાંક લોકો કહે છે કે ઉત્તમ કેળવણી આપવી જોઇએ, કેટલાક કહે છે કે કેળવણી એવી આપવી કે જેથી ધર્મ તથા સદાચરણના સિદ્ધાંતોની અસર તેમના હૃદય ઉપર સચોટ થાય, કેટલાક વળી કહે છે કે ના, જ્યાં સુધી સારાં ઘર, સારી સ્ત્રીઓ અને સારી માતાઓ હશે નહિ ત્યાં સુધી ઉન્નતિ થશે નહિ. ખરી વાત છે કે એ સર્વ કારણો ઉન્નતિ તથા સુધારાનાં છે. એ એક પ્રત્યક્ષ વાત છે કે આજકાલ ચારે તરફ અજ્ઞાનતા ફેલાઇ ગઇ છે. જ્યાં સુધી એ અજ્ઞાનતાને દૂર કરવામાં નહિ આવે ત્યાં સુધી ન્હાના દરજ્જાના માણસોની ઉન્નતિ કદિ પણ થઈ શકે નહિ. તેઓની દશામાં એકદમ ફેરફાર કરી નાખવો જોઇએ અને તેમને શરૂઆતથી જ દૂરદર્શીપણાનો તથા ઇન્દ્રિયદમનનો અભ્યાસ પાડવો જોઇએ.

આપણે ઘણુંખરૂં સાંભળીએ છીએ કે જ્ઞાન બળવાન છે, પરંતુ અજ્ઞાનતામાં પણ બળ છે એ કદિ પણ સાંભળ્યું નથી. તોપણ જગત્‌માં અજ્ઞાનતાનું રાજ્ય છે. જ્યાં જુઓ ત્યાં અજ્ઞાનતા જ ફેલાઇ

રહી છે. અજ્ઞાનતાથી જ જેલ અને પોલિસનાં દર્શન થાય છે, એટલા માટે અજ્ઞાનતામાં પણ બળ રહેલું છે એમ કહેવામાં જરા પણ સંકોચ રાખવો જોઇએ નહિ.

તેનું મુખ્ય કારણ એ છે કે હજી સુધી ભારતવર્ષમાં વિદ્યાનો પ્રકાશ ઘણા જ થોડા લોકો સુધી પહોંચ્યો છે. જ્યારે તેનો દરેક સ્થળે પ્રકાશ થઈ રહેશે, દરેક જણ ભણીગણીને દૂરદર્શી તથા વિચારશીલ થઇ જશે, ત્યારે મૂર્ખતા ઉપર વિદ્યાનો અધિકાર જામી જશે. પરંતુ હજી એ વખત ઘણો દૂર છે.

જેલખાનાનાં રજીસ્ટરો તપાસો તો ૧૦૦ કેદીઓમાંથી ૯૯ મૂર્ખ અને અજ્ઞાન નિકળશે. દારૂની દુકાનમાં જઇને જુઓ, ત્યાં પણ અભણ જ નજરે પડશે. આપણી પડતીનું મૂળ કારણ આપણી સમાજની ખામીઓ છે જે અજ્ઞાનતાથી જોવામાં આવે છે. એ ખામીઓ દૂર કરવા માટે આપણે બની શકે તેટલો ઉદ્યોગ કરીએ છીએ, સભાઓ સ્થાપીએ છીએ, ધન તથા શ્રમ પણ ખર્ચીએ છીએ; પરંતુ અજ્ઞાનતા એટલી હદ સુધી વધી ગઈ છે કે કોઇ કોઈ વખતે આપણને નિરાશા ઉત્પન્ન થાય છે, આપણો ઉદ્યોગ નિષ્ફળ જાય છે.

હજારો માણસો શારીરિક સુખ સંબંધી નિયમોનું પાલન કરતા નથી અને પોતાની અસાવધાનીથી અકાળ મૃત્યુના પંઝામાં સપડાય છે તે ફક્ત અજ્ઞાનતાનો જ પ્રતાપ છે. જો કે શારીરિક સુખ સંબંધી ઘણા નિબંધો લખવામાં આવે છે અને સર્વ જનસમાજમાં વહેંચવામાં પણ આવે છે. પરંતુ જેઓને માટે તે લખવામાં આવે છે તેઓ પૂરૂં વાંચી પણ શકતા નથી. તો પછી તે વાંચીને તે ઉપર વિચાર કરવો અને તેને અનુકૂળ વર્તવાની તો વાત જ ક્યાં રહી? એ સર્વ અજ્ઞાનતાનું ફળ છે. અજ્ઞાનતાની એ બળવાન શક્તિઓને તોડી નાંખવા

માટે જ્ઞાનની જરૂર છે. જેવી સૂર્યોદય થવાથી અંધકારનો નાશ થાય છે, રાત્રિના ચોરો અને નિશાચર પશુઓ અદૃશ્ય થઈ જાય છે, તેવી જ રીતે જ્ઞાનનો પ્રકાશ થતાંની સાથે જ અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામશે. જનસમાજમાં કેળવણીનો બહોળો પ્રચાર કરો, વિદ્યાનો પ્રકાશ કરો, એટલે સર્વે ખામીઓ પોતાની મેળે જ દૂર થઇ જશે. દારૂની દુકાનો અને જેલખાનાંઓ ક્યાંય શોધે પણ જડશે નહિ.

ફક્ત કેળવણી જ પૂરતી નથી એટલું ખાસ સ્મરણમાં રાખવું જોઇએ. હુશિયાર માણસ દુરાચારી પણ થઇ શકે છે. જેટલો હુશિયાર હશે તેટલો જ દુરાચારી પણ હશે. એટલા માટે કેળવણીની સાથે ધર્મ તથા સદાચરણનું પણ શિક્ષણ આપવું જોઇએ, એકલી કેળવણી કંઈ પણ કામની નથી. તેનાથી કંઈ દુષ્ટ વાસનાઓ દૂર થઈ જતી નથી. સચ્ચરિત્રતા ઉપર બુદ્ધિની ચડતીનો પ્રભાવ ઘણો જ થોડો પડે છે. ઘણા ભણેલા માણસો ટુંકી નજરના, ઉડાઉ તથા દુરાચારી જોવામાં આવે છે. એટલા માટે કેળવણી ધાર્મિક અને નૈતિક સિદ્ધાંતોની સાથે આપવાની ઘણી જ જરૂર છે.

ઘણા માણસો એમ કહે છે કે મજુર લોકો ગરીબ હોય છે, તેથી સમાજમાં તેઓની કંઇ કદર થતી નથી; પરંતુ એ ખરૂં નથી. તમે એ લોકોની આમદાની બમણી કરી આપશો તો પણ તેઓની દશા જેવી ને તેવી જ રહેશે. તેઓના સુખમાં કંઇ પણ ઉમેરો થશે નહિ, કેમકે સુખ રૂપિયાથી મળતું નથી. રૂપિયા વધવાથી તો ઉલટી તેમની ખરાબ ટેવો વધી જશે.

ખરૂં સુખ તો જ્ઞાનથી જ મળી શકે છે. એટલા માટે જ્ઞાન મેળવવા સારૂ ઉદ્યોગ કરવો જોઇએ. ઉંચ પંક્તિના મનુષ્યોનું કર્ત્તવ્ય છે કે તેઓ નીચી પંક્તિના લોકોને કેળવણી તથા ઉપદેશથી ઉંચે

ચઢાવે. એ લોકો જાતે ઉંચે ચઢવાને અસમર્થ છે, માટે પહેલાં તમે તેઓને મદદ કરો, પછી તેઓ જાતે જ પોતાને સંભાળી લેશે.

જીંદગીમાં મુખ્ય બે વાતોનો વિચાર કરવાનો છે—રૂપિયા પેદા કરવા અને વાપરવા. તેને માટે વિચાર અને દૂરદર્શીપણાની જરૂર છે અને એ ગુણ ઉત્તમ કેળવણીથી જ પ્રાપ્ત થઈ શકે છે. જ્યારે કેળવણીનો બહોળો પ્રચાર થશે અને લોકો અજ્ઞાનતાના કૂવામાંથી નિકળશે, ત્યારે સઘળા સ્હમજવા લાગશે કે પ્રમાણિકપણે બની શકે તેટલો પરિશ્રમ કરી કમાવવું જોઇએ તથા હમ્મેશાં આવક કરતાં ઓછું ખર્ચ રાખી થોડું ઘણું ભવિષ્યને માટે બચાવી રાખવું જોઇએ.

---

## પ્રકરણ ૫ મું.

### ઉદાહરણ.

૧. ઉદાહરણોવડે જ સફળતાની શકયતા દર્શાવી શકાય છે.

૨. જાત મહેનતથી જ માર્ગ આપોઆપ ખુલ્લો થઇ જાય છે.

૩. જેવી રીતે કોઇ રાજ્યમાં ધનધાન્યની વૃદ્ધિ માટે ઉત્તમ પ્રબંધની જરૂર છે તેવી જ રીતે એક કુટુમ્બની ચઢતીને માટે પણ યોગ્ય વ્યવસ્થાની જરૂર છે.

૪. સત્ય આચરણ, સત્ય વિશ્વાસપૂર્વક થાય છે, પરંતુ સત્ય આચરણ સિવાય સત્ય વિશ્વાસ કદાપિ શ્રીવૃદ્ધિને પ્રાપ્ત થઇ શકતો નથી.

—**વિદ્વાનોનાં વાક્ય.**

* * * * *

કરકસરનો ખરો અર્થ ગૃહપ્રબંધ છે; ઘરનો કારભાર યોગ્ય

વ્યવસ્થાપૂર્વક ચલાવવો તેનું નામ જ ગૃહપ્રબંધ. આપણે આપણી આવકનો બરાબર હિસાબ રાખવો, યોગ્ય રીતે ખર્ચ કરવું, નકામું ખર્ચ દૂર કરવું, વિવેક તથા દૂરદર્શીપણાથી કામ લેવું, કોઈ પણ ચીજને નકામી સ્હમજવી નહિ, દરેક વસ્તુમાંથી જ્યાંસુધી લઈ શકાય ત્યાંસુધી લાભ લેવો તથા રૂપિયા ફક્ત બચાવવાને જ ખાતર નહિ પરંતુ જરૂરની વખતે પોતાને અને બીજાને કામમાં આવે એટલા માટે બચાવવા એજ કરકસરનો મુખ્ય હેતુ છે.

જે લોકોએ ઉપલા ઉદ્દેશ પ્રમાણે થોડું ઘણું પણ બચાવવા માંડયું છે તેઓએ થોડા જ દિવસોમાં કેટલાક રૂપિયા એકઠા કર્યા છે, અને તે રૂપિયામાંથી પોતાના કુટુમ્બીજનો, સંબંધીજનો તથા દેશબન્ધુઓ ઉપર કેટલોક ઉપકાર કર્યો છે તથા સંકટના સમયમાં તેમને સહાયતા પણ આપી છે.

હા, આપણે દરેક કામ નિયમ પ્રમાણે કરવાની ઘણીજ જરૂર છે. ગમે તો તે કામ ઘરનું હોય અથવા બહારનું હોય, રાજ્યનું હોય અથવા વ્યાપારનું હોય, પણ તે નિયમ પ્રમાણે થવું જ જોઇએ. દરેક વસ્તુને માટે મુકરર કરેલી જગ્યા હોવી જોઇએ અને તે તેને ઠેકાણે રહેવી જ જોઇએ.

નિયમ તથા વ્યવસ્થાને જ ખરૂં ધન કહેવું જોઇએ, કેમકે જે કોઈ પોતાની આવક ઉત્તમ વ્યવસ્થાપૂર્વક વાપરે છે તેની આવક બમણી થઈ જાય છે. જે માણસો નિયમોનું ઉલ્લંઘન કરે છે તથા પોતાના ઘરનો કારભાર યોગ્ય વ્યવસ્થાપૂર્વક ચલાવતા નથી, તેઓ કદાપિ ધનવાન થઈ શકતા નથી. તેનાથી ઉલટું જેઓ નિયમ પ્રમાણે ચાલે છે, તેઓ કદાપિ નિર્ધન થઈ શકતા નથી.

નિયમ સિવાય કામ કરવાથી વખત નકામો ચાલ્યો જાય છે અને જે વખત એકવાર હાથમાંથી ચાલ્યો ગયો તે ફરી પાછો આવતો નથી. એટલા માટે હમ્મેશાં નિયમોનું પાલન કરવાની જરૂર છે. જો વિચારપૂર્વક જોવામાં આવે તો સંસાર નિયમો ઉપર જ સ્થિર છે. જો નિયમ ન હોત તો ખરૂં ખોટું, ન્યાય અન્યાય, ધર્મ અધર્મનો કંઈ જ વિચાર થાત નહિ; જેવું જેના મનમાં આવત તે જ પ્રમાણે કરત.

આપણી જીંદગીમાં ગૃહપ્રબંધના નિયમોની ઘણી જ જરૂર છે. તેનું પાલન કરવાથી જ આપણું ઘર શોભે છે તથા આપણને ખરૂં સુખ મળી શકે છે. ઘણાં ઘરોમાં ઘરનો કારભાર સ્ત્રીઓના જ હાથમાં હોય છે તેથી એવી સ્થિતિમાં તેઓને ગૃહપ્રબંધ તથા નિયમ પ્રમાણે વર્તવાનું શિક્ષણ પ્રથમથી જ આપવાની તથા તેમના હૃદયમાં તેની જરૂરીયાતોને સારી પેઠે ઠસાવી દેવાની ઘણી જ જરૂર છે.

આપણે ધનવાન છીએ કે નિર્ધન, એ આપણે માટે પ્રશ્ન નથી. આપણી આવક ગમે એટલી ઓછી કેમ ન હોય પણ આપણે તે એવી રીતે વાપરવાની જરૂર છે કે સંસારમાં દિવસે દિવસે આપણી ચડતી થતી જાય તથા આપણી સ્થિતિ અને આપણી મિલકત હમ્મેશાં વધતી જાય. જે પુરૂષોએ પોતાની આવક ઘણી જ થોડી હોવા છતાં પણ ઉત્તમ વ્યવસ્થાથી પોતાને તથા પોતાના પુત્રોને સંસારમાં યશસ્વી અને ભાગ્યશાળી બનાવ્યા છે તેઓનું આપણે અનુકરણ કરવું જોઇએ.

ભારતવર્ષ તથા બીજા દેશોમાં એવાં સેંકડો ઉદાહરણ મોજુદ છે. જે પુરૂષોએ પોતાની આવક ઘણી જ થોડી હોવા છતાં પણ પોતાના બાહુબળથી પોતાના પુત્રોને શિક્ષણ આપી યોગ્ય બનાવ્યા તેમના જ પુત્રો ઘણું ખરૂં આજ મ્હોટા મ્હોટા પુરૂષો જોવામાં આવે છે. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનું નામ કોણ જાણતું નથી. તેમના પિતા કેટલા

ગરીબ હતા, છતાં પણ પોતાના પુત્રને અલ્પ આવકથી ભણાવીને વિદ્યાસાગર બનાવ્યો ! વિદ્યાસાગરે પોતે પણ રૂ. ૫૦) ની નોકરીમાં પોતાના મ્હોટા કુટુમ્બનું સારી રીતે પાલન કર્યું તથા ઘણા ગરીબ અસહાય વિદ્યાર્થીઓને સ્કોલરશિપો (છાત્રવૃત્તિઓ) આપી ભણાવ્યા.

જેમ્સ ગારફીલ્ડે (James Garfielt) લુહાર તથા સુતારોને ત્યાં મજુરી કરી કરીને પોતાના કુટુમ્બનું પાલન કર્યું એટલું જ નહિ પણ પોતે ધીમે ધીમે અભ્યાસ કરી એક દિવસ અમેરિકાનું સર્વથી ઉંચું પદ અર્થાત્ પ્રેસિડેન્ટની પદવી પણ પ્રાપ્ત કરી લીધી.

ઇંગ્લાંડના ડૉક્ટર એટને (Dr. Aiton) ફક્ત માસિક ૧૦૦ રૂપિયાની આવકમાંથી જ ૧૨ બચ્ચાંઓનું ભરણપોષણ કર્યું તથા તેમાંથી ચાર જણને ઉંચી કેળવણી અપાવી સારા સારા કામોમાં ગોઠવી દીધા.

ડૉક્ટર સેમ્યુએલ સ્માઇલ્સ જેમણે ઇંગ્રેજીમાં 'થ્રિફ્ટ' નામનું પુસ્તક લખ્યું છે અને જેના આધાર પરથી આ પુસ્તક લખવામાં આવ્યું છે, તેમનું જ વૃત્તાંત સાંભળો. તેમને ૧૧ ભાઇઓ હતા. જ્યારે તેમના પિતાનું મૃત્યુ થયું ત્યારે સૌથી ન્હાનો ભાઈ ફક્ત એજ અઠવાડિયાનો હતો. તેમની માતાએ ઘણી જ થોડી આવક હોવા છતાં પણ ઘણું દેવું પતાવ્યું તથા પોતાના પુત્રોને ધાર્મિક તથા અલૌકિક શિક્ષણ અપાવ્યું.

ઇતિહાસકાર હ્યુમની પણ એવી જ દશા હતી. પાદરી રૅાબર્ટ વેકર સાહેબ (Robert Walker) ની આવક ફક્ત ૫ પૌંડ હતી. ૪૦ પૌંડ તેની પત્ની લાવી હતી. એટલી થોડી આવકમાં પણ તેમણે આનંદપૂર્વક જીવન ગુજાર્યું તથા પોતાના કુટુમ્બને માટે પણ થોડા રૂપિયા બચાવ્યા. એ સઘળું તેઓ શ્રમ, કરકસર તથા સંયમથી જ કરી શક્યા. ધાર્મિક કર્તવ્યોનું પાલન કરીને, છોકરાંઓને ભણાવીને, બરતા

સીવણ કરીને, જાનવરોને ચરાવીને, હળ જોડીને ઇત્યાદિ ઘણાં કામો કરીને પ્રમાણિકપણે રૂપિયા પેદા કર્યા અને તેનાથી પિતાનું તથા પોતાના ૮ સંતાનોનું પાલન કર્યું. એકને કોલેજમાં ભણાવ્યો. પાદરી સાહેબ ઘણા કરકસરીયા હતા, પરંતુ બિલકુલ લાલચુ નહોતા. તેમને નકામી વસ્તુઓ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થતો હતો, પણ જરૂરની વસ્તુ માટે કદિ પણ કંજુસપણું કરતા નહોતા. તે હમ્મેશાં દયાળુ તથા ઉદારચિત્ત રહેતા હતા. ચાહ, દુધ તથા શુદ્ધ પાણી પરજ સંતોષ માની લેતા હતા. તેમની સઘળી જરૂરની વસ્તુઓ તેમના ઘરમાંથી જ પૂરી પડતી હતી. તેમને ઘેટાં અને બકરીઓમાંથી ઊન, દૂધ તથા ખેતરોમાંથી અનાજ મળી જતું હતું.

એ જ પ્રમાણે ઘણા પુરૂષોએ પોતાના સાહસ તથા બળથી રૂપિયાનો સદુપયોગ કરી પોતાની ઉન્નતિ કરી અને ધીમે ધીમે પોતાના દેશ તથા સમાજને ઉન્નતિના શિખર ઉપર ચઢાવ્યા. ખરૂં જોતાં વંશપરંપરાની ઉન્નતિથી જ સમાજની ઉન્નતિ છે. સમાજ એ બહુ માણસોથી બનેલી છે. જો દરેક માણસ પોતપોતાની ઉન્નતિ કરી લે તો આખી સમાજની ઉન્નતિ થઈ જાય; પરંતુ વંશપરંપરાની ઉન્નતિને માટે દૃઢ સંકલ્પ તથા સ્થિર વિચારોની જરૂર છે.

તેનાથી જ ન્હાનામાં ન્હાનો માણસ મ્હોટામાં મ્હોટે દરજ્જે પહોંચી શકે છે. તેનાજ ઉદ્યોગ વડે જ્ઞાનવિજ્ઞાનની વૃદ્ધિ થાય છે, સભ્યતા તથા શિષ્ટાચારનો પ્રચાર થાય છે અને બીજા લોકોને તેનું અનુકરણ કરવાનું સાહસ થાય છે. ઉદ્યોગી પુરૂષોનાં ચરિત્રો વાંચવાથી ઘણા લોકોની જીંદગી સુધરી જાય છે. તેઓનું વૃત્તાંત સાંભળીને મરેલા માણસોના હૃદયમાં પણ નવીન ઉત્સાહ આવે છે, નિરાશા તથા આળસનું મ્હોં કાળું થઈ જાય છે અને 'અમારાથી આ થઇ શકશે

નહિ,' 'આ અમારા ગજા ઉપરાંત છે,' એવાં વાક્યો પલાયન થઈ જાય છે. એટલા માટે તમે આળસનો ત્યાગ કરો, કંઈ કામ કરો, પછી ભલે તમે ગમે એટલા નીચે કેમ નથી હોતા; પરંતુ એક દિવસ જરૂર ઉંચે દરજ્જે ચઢી શકશો.

જેઓ શરૂઆતમાં કારખાનાઓમાં અથવા ખાણોમાં મજુરીનું કામ કરતા હતા તથા એવી અવસ્થામાં પણ જેમણે કરકસર કરીને થોડું બચાવ્યું, સમય મળતાં અભ્યાસ પણ કર્યો અને છેવટે ઉંચે દરજ્જે ચઢ્યા, તેઓનાં એક નહિ પણ સેંકડો ઉદાહરણ હાજર છે.

જ્યૉર્જ સ્ટેફેંસન (George Stephenson) જેણે રેલગાડીની શોધ કરી તે પહેલાં મજુરનું કામ કરતો હતો. તેણે મહેનત કરી થોડા રૂપિયા ભેગા કર્યા અને ભણવાનું શરૂ કર્યું. આગળ ઉપર તેની મજુરી અઠવાડિયાના ૧૨ શિલિંગ થઈ ગઈ. ઈંગ્લાંડ જેવા મોંઘા દેશમાં પણ તેણે એટલી થોડી આવકમાંથી પોતાનું તથા પોતાના માતાપિતાનું ગુજરાન ચલાવ્યું તથા પોતાના શિક્ષણનું ખર્ચ પણ કાઢ્યું. ધીમે ધીમે તેનો પગાર અઠવાડિયાના ૧૬) શિ. થઈ ગયો. હવે તો તે પોતાને એક ધનવાન માણસ માનવા લાગ્યો. એક રીતે તેનો એ વિચાર ખરો પણ હતો. જે માણસ ખર્ચ કરીને થોડું બચાવી શકે છે તે કદિ પણ નિર્ધન થઈ જતો નથી. જ્યોર્જ ધીમે ધીમે પણ સારી પેઠે પોતાની ઉન્નતિ કરતો ગયો. જ્યારે તેને એન્જીન બનાવવા માટે રૂપિયાની જરૂર પડી ત્યારે તેની ચાલચલણ તથા હુંશિયારી જોઈ એક ગૃહસ્થે તરત જ તેની જરૂર પૂરી પાડી.

જેમ્સ વૉટ્ (James Watt) જેણે સ્ટીમ એન્જીનની શોધ કરી તે શરૂઆતમાં એક સાધારણ માણસ હતો. ન્હાનાં ન્હાનાં ઓજારો વેચતો હતો અને તેમાંથી જ પોતાનું ગુજરાન ચલાવતો હતો, તેમ

જ સાથે અભ્યાસ પણ કરતો હતો. કેટલાંક વર્ષો સુધી ચાલુ ઉદ્યોગ કરવાથી તેણે સ્ટીમ એન્જીનમાં સફળતા મેળવી.

એ મ્હોટા મ્હોટા લોકોને જાતે કામ કરવામાં શરમ જણાતી નહોતી. તેઓ માનતા હતા કે પેટને સારૂ કામ કરવામાં કંઇ શરમ નથી. તેઓ સાથે અભ્યાસ પણ કરતા હતા, તેથી તેમણે મ્હોટાં મ્હોટાં કાર્યો કર્યાં જેનાથી સમસ્ત સંસારને લાભ થયો અને થાય છે.

આ કામ અમે શા માટે કરીએ, એ અમારે લાયક નથી, ઘણું અપમાનકારક છે. એવા ખોટા ખ્યાલોથી ઘણા માણસો પોતાની જીંદગી નકામી ગુમાવે છે અને એક ટુકડા રોટલા માટે તરસે છે. ત્રણ માણસો એક લુહારની દુકાનમાં કામ કરતા હતા. અચાનક તેઓના મનમાં પોતાની ઉન્નતિ કરવાનો વિચાર ઉત્પન્ન થયો. તેમાંથી બે જણે થોડા રૂપિયા એકઠા કર્યા અને ઠંડીના દિવસોમાં કોલેજમાં ભણવાનું શરૂ કર્યું. કોલેજ બંધ થયા પછી ઉન્હાળાની રજાઓમાં ઘેર આવી પોતાની દુકાન ઉપર પાછું તેજ કામ કરતા હતા. ત્રીજો વૈજ્ઞાનિક સંસ્થામાં કામ કરવા લાગ્યો અને ત્યાં પુસ્તકોનું અવલોકન કરતાં કરતાં તેને સાયન્સનું ઘાણું સારૂં જ્ઞાન થઈ ગયું. તેને બિલકુલ વખત મળતો નહોતો છતાં સ્હવાર સ્હાંજ જીવતોડીને અભ્યાસ કરતો હતો. થોડા જ દિવસોમાં તે એક ઇન્જીનિયર થયો અને તેને એક મ્હોટી કંપનીમાં મેનેજરની પદવી પ્રાપ્ત થઇ. પ્રથમના બે જણમાંથી એક પ્રોફેસર થયો અને બીજો પ્રસિદ્ધ રાજમંત્રી થયો.

એક ગૃહસ્થ પોતાનું ગુજરાન ગાયન વિદ્યાથી ચલાવી ખગોળ તથા જ્યોતિષ વિદ્યાની શોધ કરતો હતો. એક દિવસ તેને પોતાના ઉદ્યોગમાં સફળતા મળી અને સમસ્ત સંસારમાં તેનું નામ પ્રખ્યાત થયું.

ફ્રેંકલિન ( Franklin ) છાપખાનાનું કામ ચલાવી પોતાનું ગુજરાન ચલાવતો હતો. તે ઘણો જ મહેનતુ, કરકસરીઓ તથા દૂરદર્શી હતો, અને સમયને કદાપિ વ્યર્થ ગુમાવતો નહોતો. તેણે પોતાના પ્રમાણિકપણાથી સવનો પ્રેમ જીતી લીધો હતો. કોઇ પણ પ્રકારે ઉન્નતિ કરવી એ પોતાનું મુખ્ય કર્ત્તવ્ય સ્હમજતો હતો. તેનું પરિણામ એ આવ્યું કે તે એક મ્હોટા વિજ્ઞાની તરિકે ઓળખાવા લાગ્યો તથા મ્હોટા મ્હોટા માણસો તેને માન આપવા લાગ્યા. પ્રસિદ્ધ જ્યોતિષ જાણનાર ફ્ર્ગ્યુશન ( Firguson ) ઘણા દિવસો સુધી છબીઓ જ પાડયા કરતો હતો.

જગત્ પ્રસિદ્ધ લેખક વિંકલમેન ( Winckelman ) એક ચમારનો પુત્ર હતો. તેના પિતાથી જ્યાંસુધી બની શક્યું ત્યાં સુધી તેને ભણાવ્યો; પરંતુ જ્યારે તે માંદો પડયો ત્યારે છોકરાએ જાતે રાત્રે ગલિયોમાં ગાયનો ગાઈ ગાઇને પોતાના વૃદ્ધ પિતાની સેવા સુશ્રુષા કરી અને છેવટે ટયુશનો રાખીને પોતાનો કોલેજનો અભ્યાસ ચાલુ રાખ્યો. ભવિષ્યમાં તે કેટલો મહાન્ પુરૂષ થયો એ કહેવાની જરૂર નથી.

સ્વર્ગીય ડૉકટર ગ્રેગરી ( Dr. Gregary ) એ પોતાના ભાષણમાં કહ્યું હતું કે "હું એવા ઘણા માણસોને ઓળખું છું કે જેઓ મહેનત, સાહસ તથા સંતોષના બળથી મજુરોની પંક્તિમાંથી નિકળી જઈ મ્હોટા મ્હોટા વિદ્વાનોની ગણત્રીમાં ગણાવા લાગ્યા છે. સડકો ઉપર મજુરી કરનાર એક મજુર વિદ્વાન્ લેખક થઈ ગયો. એક સિપાઈ નિશાળનો માસ્તર થઇ ગયો. બીજો ઉપદેશક થયો. એક જણે બીજગણિતમાં કેટલીક નવી નવી વાતો ખોળી કાઢી. એક કોયલાની ખાણમાં કામ કરનાર ગણિતશાસ્ત્રનો વિદ્વાન થયો. એક

દરજીએ વળી એવી એવી શોધી વાતો કાઢી કે જે ન્યૂટન પણ શોધી શક્યો નહિ. એક ખેડૂતે કોઇની પણ મદદ વિના જમીનનું ખાતરશોધી કાઢયું અને ખગોળ સંબંધી ઘણી ઘણી શોધો કરી. એક ગામડાનો ચમાર મહાન ફિલોસોફર થયો અને તેણે લંડનમાં એ વિષે અનેક પુસ્તકો લખ્યાં. "

જેટલા મ્હોટા મ્હોટા શિલ્પકારો થઈ ગયા તેઓ શરૂઆતમાં ઘણી જ સાધારણ સ્થિતિમાં હતા. જો તેઓ અમીર ઉમરાવ હોત તો કદિ પણ એવી ઉન્નતિ કરી શકત નહિં. પોતે ઘણા ગરીબ હોવાથી જે તેમને પોતાની ઉન્નતિ કરવાનું મન થયું. તેઓએ પ્રથમ ન્હાનાં ન્હાનાં કામોથી જ શરૂઆત કરી ધીમે ધીમે પોતાની ઉન્નતિ કરી. એકદમ મ્હોટાં કામોને હાથ લગાડયો નહિ; પરંતુ તેને માટે ધીમે ધીમે યોગ્યતા પ્રાપ્ત કરતા રહ્યા. અંતે પરિણામ એ આવ્યું કે એક દિવસ તેઓની મનઃકામના સફળ થઈ. તેમણે હમ્મેશાં ધૈર્ય રાખી કામ કર્યું અને કરકસરને પોતાનો મોટો મુદ્રાલેખ બનાવ્યો. તેમણે જરૂરની વસ્તુ લેવા માટે કદિ પણ કંજુસપણું કર્યું નહિ, પરંતુ હા, નકામી વસ્તુઓમાં કદિ પણ રૂપિયા ગુમાવ્યા નહિ, અને એજ તેમની સફળતાનો મૂળ મત છે.

મિસ્ટર નૈસ્મિથ (Mr. Naysmith) કે જેણે પ્રથમ ન્હાનાં ન્હાનાં ઓજારો બનાવવાની શરૂઆત કરી મ્હોટાં મ્હોટાં એન્જીન બનાવ્યાં તેના શબ્દો સદા સ્મરણમાં રાખવા યોગ્ય છે. તે કહે છે કે, " મનુષ્યે પહેલાં પોતાના કર્ત્તવ્યનું પાલન કરવું જોઇએ; પછી ભોગવિલાસો ઉપર ધ્યાન આપવું જોઇએ તથા અભાગ્ય દુર્ભાગ્ય ઈત્યાદિ શબ્દોનો એકદમ બહિષ્કાર કરી દેવો જોઇએ. " શ્રમ તથા અસંતોષના અભાવથી જ સફળતા મળતી નથી.

# પ્રકરણ ૬ હું.

## ધન બચાવવાના નિયમ.

૧. મનુષ્ય પશુઓ કરતાં એટલા માટે જ મ્હોટા છે કે તેનામાં પોતાના સાથીદારો સાથે મળીને કામ કરવાની શક્તિ છે. સમુદાયથી જેટલું કામ થઇ શકે છે તેટલું જૂદા જૂદા માણસથી કદાપિ થઇ શકતું નથી.

૨. આપણે પ્રથમ આપણી ઇન્દ્રિઓને દબાવી દેવાની તથા ઇચ્છાઓને કાબૂમાં લાવવાની ઘણી જરૂર છે.

—**વિદ્વાનોનાં વાકય.**

* * * * *

ધન બચાવવાનો સૌથી પહેલો નિયમ એ છે કે આવક કરતાં ઓછું ખર્ચ રાખો. અને ભવિષ્યને માટે જરૂર થોડું ઘણું પણ સંગ્રહી મૂકો. જે આવક કરતાં વિશેષ ખર્ચ કરે છે તે મૂર્ખ છે. બીજું, દરેક વસ્તુ રોકડા પૈસા આપીને જ ખરી દો; કંઇ પણ ઉધાર લ્યો નહિ. જે માણસ ઉધાર લે છે અથવા કરજ કરે છે તે કોઈ વખતે જરૂર સંકટમાં સપડાય છે, તથા પોતાનું માન પોતાને જ હાથે ગુમાવે છે. ત્રીજું, ભવિષ્યના લાભની આશાથી જેનું કંઇ પણ ઠેકાણું નથી માટે કદાપિ ખર્ચ કરો નહિ. કેમકે કદાચ લાભ ન થાય તો તમારૂં કરેલું ખર્ચ વ્યર્થ જાય. એ દશામાં તમારા માથા પર વ્યર્થ કરજનો ભાર થઈ જશે અને તમે હમ્મેશાં તેની નીચે દબાયેલા રહેશો. ચોથું, તમારી આવક તથા ખર્ચનો હિસાબ પૂરેપૂરો રાખો. પ્રથમથી જ તમારૂં બજેટ તૈયાર કરી મૂકો. અને તેમાં ખર્ચને આવક કરતાં ઓછું

રાખો. એ પ્રમાણે કરવાથી તમને કદાપિ હાનિ થવાની નથી. તમને જે જે વસ્તુઓની આવશ્યકતા હશે તે સર્વ મળી જશે. નકામું ખર્ચ કરવાથી તમે નકામી વસ્તુઓ ખરીદી લેશો કે જેની તમને કંઈ જરૂર નથી અને પછી જરૂરની વસ્તુઓ ખરીદવા માટે કદાચ તમારે કરજ કરવું પડશે. પાંચમું, કોઈ પણ વસ્તુ નકામી ન જાય એ માટે ઘણીજ સંભાળ રાખો. દરેક વસ્તુમાંથી જ્યાં સુધી લઈ શકાય ત્યાં સુધી લાભ લ્યો અને દરેક કાર્ય નિયમ પ્રમાણે કરો.

કેટલું બચાવવું જોઇએ એ વિષે ચોક્કસ હદ નથી. અવસર અને સ્થળ ઉપર તેનો આધાર છે. ગામડામાં શહેર કરતાં વધારે બચી શકે છે. કેવળ એટલું યાદ રાખવું જોઇએ કે ગમે એવી દશામાં પણ ખર્ચ આવક કરતાં કદિ પણ વધી જવું જોઇએ નહિ.

કરકસર ધનવાન તેમજ ગરીબ બન્નેને માટે ઘણી જ જરૂરની છે. તેના વિના કંઈ કામ થઈ શકતું નથી. જે માણસ પોતાની સઘળી આવક વાપરી નાંખે છે તેનાથી બીજાને મદદ કરી શકાતી નથી. તે પોતાના પુત્રોને સારી કેળવણી આપી શકતો નથી તેમ જ તેના કુટુમ્બીજનોને પણ કંઈ કામમાં આવતો નથી. તેનાથી દાન પુણ્ય પણ થઈ શકતું નથી.

જો કે આપણે મહેનતુ છીએ, પરંતુ સંયમી તથા દૂરદર્શી નથી. આપણે ફક્ત આપણી વર્તમાન સ્થિતિ ઉપર જ ધ્યાન દઇએ છીએ પણ ભવિષ્યનો બિલકુલ ખ્યાલ કરતા નથી. એજ આપણામાં મ્હોટો દોષ છે, અને તેથી આપણે ઘણી વખતે દુઃખ ભોગવવું પડે છે. આપણા એવા વર્ત્તનથી બીજાઓ ઉપર પણ માઠી અસર થાય છે. તેઓ પણ આપણું જોઇને ગજા ઉપરાંત ખર્ચ કરે છે. પૈસાદાર લોકો દોલતના નિશામાં આગળ પાછળનો જરા પણ વિચાર રાખ્યા

સિવાય એક એકથી ચઢીયાતા બાગ બંગલાઓ તથા ઘોડા ગાડીઓ રાખે છે. પોતાના કરતાં ભોગ વિલાસોની સામગ્રીમાં બીજાઓ ચઢી જાય નહિ તેની જ ધુનમાં હમ્મેશાં મચ્યા રહે છે. વિવાહ–વરઘોડામાં, વાડીઓ લૂટાવવામાં, વાજાં વગડાવવામાં તથા નાચ મુજરા ચલાવવામાં લાખો રૂપિયાની હોળી સળગાવી મૂકે છે.

તેઓની પાસે તો પુષ્કળ પૈસા છે એટલે જેમ મરજી પડે તેમ કરે. પરંતુ સાધારણ માણસોએ તેઓનું અનુકરણ કરવું ન જોઇએ. જાતિમાં ન્હાના મ્હોટા સઘળી જાતના મનુષ્યો હોય છે. કેટલીક બાબતોમાં, કેટલાક ખર્ચોમાં સર્વને લોક લાજથી લજવાઇને એક સરખું ખર્ચ કરવું પડે છે. તેથી સાધારણ માણસોની સ્થિતિ કેટલીક વખતે ઘણી જ કફોડી થઇ પડે છે, મ્હોટા માણસોનું ઉડાઉ ખર્ચ જોઇને મહેનતુ માણસો પણ તેઓનું અનુકરણ કરવા મંડી પડે છે. મ્હોટા શહેરોમાં કેટલીક વખતે ઢેડ ચમાર, કોળી વાઘરી વગેરે લોકોને પણ પગમાં બુટ, માથે ફેશનેબલ ટોપી, ગજવામાં ઘડિયાળ, હાથમાં છત્રી, શરીરપર અંગ્રેજી ફેશનનો કોટ તથા ખમીસથી સજ્જ થઇને ફરતા જોવામાં આવે છે. એવા ઉડાઉ ખર્ચોથી જ પછી દુઃખ ભોગવવું પડે છે.

એ આપણામાં મ્હોટી મૂર્ખાઇ છે. જો આપણે આપણું જીવન સુખશાંતિપૂર્વક વ્યતિત કરવું હોય, તો આપણે અવશ્ય આપત્તિના સમય માટે થોડું ઘણું પણ બચાવી રાખવું જોઇએ. ધન એકઠું કરવું એટલે એનો અર્થ એવો થતો નથી કે, તમે તમારી જરૂરની વસ્તુઓ લ્યો નહિ, માંદા પડો તો ઔષધ પણ ન કરો તેમજ કોઇ સહાયતા યાચતું આવે તો તેને સહાયતા પણ ન આપો અને ફક્ત પેટે પાટા બાંધીને પુષ્કળ પૈસા જમે કરો; પરંતુ આપણે સુખ-

શાંતિથી રહી શકીએ એટલા માટે જ રૂપિયા એકઠા કરવાની જરૂર છે. કોણ જાણે છે કે આપણી આવક સદા સર્વદા એક સરખી જ રહેશે. ધારો કે કદાચ આપણે કાલ ઉઠીને મરી જઇએ અથવા અકસ્માત માંદા પડીએ તો એ વખતે જો આપણે રૂપિયા બચાવી રાખ્યા ન હોય, તો આપણી કેવી અવસ્થા થાય ? આપણાં સ્ત્રી પુત્રોને કોણ મદદ કરશે અથવા ઔષધ માટે રૂપિયા ક્યાંથી લાવીશું ? શું એવી અવસ્થામાં શોકનો કંઈ પાર રહેશે ? આજ તો આપણે મોજમજાહમાં વખત વ્યતિત કરીએ છીએ પરંતુ કાલે આપણાં સ્ત્રી–પુત્રો એક અન્નના દાણા માટે તરસ્યા કરશે.

એટલા માટે જ આપણે ધન બચાવવાની ઘણી જ આવશ્યકતા છે, તેથી આપણને મ્હોટો લાભ એ થાય છે કે આપણી સર્વ ચિન્તાઓ જતી રહે છે અને મનમાં શાન્તિ રહે છે. ગમે તો રૂપિયા બહુ જ થોડા બચાવી રાખ્યા હોય, પરંતુ તે આપત્તિ વખતે ઘણા જ ઉપયોગમાં આવે છે. એ વખતે જ તેની ખરી ખૂબી માલમ પડે છે. આપણું જીવન સુખશાંતિ તથા સ્વતંત્રતાપૂર્વક વ્યતિત થાય છે, વૃદ્ધાવસ્થામાં જરા પણ વિપત્તિ પડતી નથી અને મૃત્યુ પછી આપણાં સંતાન સંતતિઓની પણ બિલકુલ ચિન્તા રહેતી નથી.

પરંતુ એને માટે અમે પ્રથમથી જ કહેતા આવ્યા છીએ તેમ દૃઢ સંકલ્પ તથા સ્થિર વિચારોની ઘણી જ જરૂર છે. જો કે શરૂઆતમાં તો આપણને મ્હોટી મ્હોટી મુસ્કેલીઓ જણાશે પરંતુ આપણે ધૈર્ય ધારણ કરી એ સર્વ મુસ્કેલીઓને આપણા રસ્તામાંથી દૂર કરવી જોઇએ. આપણે આપણા ખર્ચમાં કેટલોક ઘટાડો કરવો જોઇએ. પ્રથમ તો આપણને થોડું દુઃખ જણાશે, પરંતુ જો આપણે એ પ્રમાણે ચાલુ જ રાખીશું, સાહસ તથા ઉદ્યોગનો ત્યાગ કરીશું નહિ, તો ટુંક

સમયમાં સફળતા મેળવીશું. પ્રથમ આપણે જ પગલું ભરીને દુનિયાને દેખાડી આપવું જોઇએ. આપણે જો લોકોને કરકસર ઉપર સેંકડો ઉપદેશો આપીશું, દરેક સભા સ્થાનમાં ભાષણો આપીશું, તો પણ તેથી બિલકુલ ફાયદો થશે નહિ; પરંતુ હા, જો આપણે જ પ્રથમ કરીને દેખાડી આપીએ તો આપણા કહ્યા સિવાય જ તેઓ આપણું અનુકરણ કરવા મંડી પડશે અને ધીરે ધીરે સમસ્ત સમાજની ઉન્નતિ થઈ જશે, કેમકે એક એક માણસની સંખ્યાથી જ સમાજ બનેલી છે અને તેથી વંશપરંપરાની ઉન્નતિ અથવા અવનતિ ઉપર જ સમાજની ઉન્નતિ અથવા અવનતિનો આધાર છે.

પોતાના કામમાં કંઇકિ નુકસાન ન થાય એ માટે ઘણા લોકો હમ્મેશાં બ્હીએ છીએ, પરંતુ એ તેમની મ્હોટી ભૂલ છે. જો આપણે શ્રમ, સાહસ તથા દૂરદર્શીપણે કામ કરીએ તો કદિ પણ નુકસાન થતું નથી. પણ હા, જો આપણે તેનાથી વિપરીત વર્તીએ તો જરૂર નુકસાન થાય. જે માણસ જાતે કંઇ કરતો નથી અને ફક્ત બીજાના મ્હોં સ્હામે જોયા કરે છે અથવા જે કોઈ પોતાની આવક વ્યર્થ ગુમાવી નાંખે છે અથવા તો જે કોઈ કંજુસપણું કરે છે, તેના કામમાં જરૂર નુકસાન થાય છે. કેટલાક લોકો પોતાની અયોગ્યતાને લીધે નુકસાન ખમે છે. તેઓ ઉંધી રીતે કામની શરૂઆત કરે છે અને પછી ગમે એટલું નુકસાન થવા છતાં પણ પોતાની હઠ છોડતા નથી. કેટલાકો વળી ભાગ્યનો દોષ કાઢે છે, પણ એ તેઓનો ભ્રમ છે. તેઓ ભાગ્યના ખરા અર્થને સ્હમજતા નથી. યોગ્ય અથવા ઉત્તમ વ્યવસ્થાનુંજ બીજું નામ ભાગ્ય છે. જેઓ વ્યવહારિક બાબતોથી અજાણ્યા છે તથા અનુભવથી લાભ લઈ શકતા નથી તેઓ જ અભાગી છે.

કોઈ કોઈ મનુષ્ય યોગ્ય તથા ઉત્તમ હોવા છતાં પણ વિચાર-

હીન હોય છે. તેઓ દેશકાળનો વિચાર કરતા નથી તેમજ દેશકાળને અનુસરી વર્તતા નથી, પરંતુ આંધળાની માફક આગળ વધે જાય છે પછી પરિણામ એ આવે છે કે તેઓ ઉંડી ખાહીમાં ગબડી પડે છે! અર્થાત્ તેઓનું કામ નિષ્ફળ નિવડે છે.

જીવનક્ષેત્રમાં સુખશાંતિથી રહેવા માટે આપણે જે બોલીએ તે કરી દેખાડવાની ખાસ જરૂર છે. ફક્ત મ્હોંયેથી બોલી બતાવવું એ કામનું નથી. જે મનુષ્યના ઉદ્દેશ સ્થિર છે અને જે એ ઉદ્દેશોને સફળ કરવા માટે સરલ તથા સીધો માર્ગ ગ્રહણ કરે છે તે જ મનુષ્ય પસંદ કરવા લાયક છે.

સંસારમાં સફળતા અને ધન પ્રાપ્ત કરવાની આશા દરેક મનુષ્યના હ્રદયમાં સ્વાભાવિક રીતે રહેલી છે. એ ઇચ્છા ખરાબ નથી, ઘણીજ લાભકારક છે. એ વડે મનુષ્યો શ્રમ તથા સાહસ કરતાં શિખે છે તથા સમાજની ઉન્નતિ કરે છે. એ વડે કળાકૌશલ્ય તથા વ્યાપાર વણજની ઉન્નતિ થાય છે અને લોકોને એ કામ કરતાં શિખવાડે છે.

જો એ ઇચ્છા મનુષ્યના હ્રદયમાં રહેલી ન હોત, તો તે આળસુ જ રહી જાત અને કોઈ કામમાં પણ હાથ લગાડત નહિ. આજે જેટલી જેટલી નવિન શોધો થઇ છે અને થાય છે તે એ મનુષ્યના અંતઃકરણમાં રહેલી આશાનો જ પ્રતાપ છે.

કોઇ આળસુ અથવા ઉડાઉ મનુષ્ય કદિ પણ સંસારમાં મહત્વનો ભાગીદાર થયો નથી. તેનું નામ કદિ પણ સંસારમાં થઇ ગયેલા મહાન પુરૂષોની ગણત્રીમાં ગણાયું નથી. જે જે મહાન પુરૂષોએ પોતાના જ્ઞાનવિજ્ઞાનના બળથી જગતને ઉન્નતિના શિખર ઉપર પહોંચાડયું છે અથવા તેના ઇતિહાસમાં કેટલોક ફેરફાર કર્યો છે તેઓ એજ મહાત્માઓમાંના હતા, કે જેમણે પોતાના જીવનની એક પળ પણ વ્યર્થ ગુમાવી નહોતી. વસ્તુતઃ જીવનનું અસ્તિત્વ શ્રમ ઉપર જ છે.

ન્યુ ઑર્લિન્સના જોન ડોનફ (John Donouph of new Orlans)ની કબર ઉપર નવયુવકોના હિત માટે નીચે પ્રમાણેની શિખામણો લખેલી છે જેને અનુસરી વર્તવાથી જીંદગીમાં કદિ પણ ઠોકર વાગી શકતી નથીઃ—

૧. સદા સ્મરણમાં રાખો કે આપણા જીવનનું અસ્તિત્વ શ્રમ ઉપર જ સ્થિર છે.

૨. સમય સુવર્ણ સમાન છે, માટે એક પળ પણ વ્યર્થ ગુમાવો નહિ—દરેક વખતે શુભ કાર્યમાં મચ્યા રહો.

૩. જો તમે ઇચ્છતા હો કે બીજા લોકો તમારી તરફ સારી રીતે વર્તે તો તમે પણ તેઓની તરફ સારી રીતે જ વર્તો.

૪. જે કામ આજે થઇ શકે એવું છે તેને કદિ પણ કાલ ઉપર મુલતવી રાખો નહિ.

૫. જે કામ તમે પોતે કરી શકો છો તે કદિ પણ બીજાને કહો નહિ.

૬. જે વસ્તુ તમારી નથી, તેની ઇચ્છા કદિ પણ કરો નહિ.

૭. કોઇ પણ નજીવી વસ્તુને તુચ્છ ગણતા નહિ.

૮. જે વસ્તુની આવક નથી તેને વ્યર્થ ગુમાવી દેતા નહિ.

૯. પેદા કરો પણ ગુમાવો નહિ.

૧૦. તમારા જીવનનાં દરેક કાર્યો નિયમાનુસાર હોવાં જોઇએ.

૧૧. હમ્મેશાં પરોપકારનાં કાર્યો કરવાનો અભ્યાસ પાડો.

૧૨. જે વસ્તુથી તમને આરામ મળતો હોય તેનો કદિ પણ ત્યાગ કરવો નહિ. જીવન સદા સરલતા અને કરકસરપણે વ્યતીત કરો.

૧૩. છેવટની ઘડી સુધી મહેનતનો ત્યાગ કરશો નહિ.

કેટલાક માણસો યોગ્ય વ્યવસ્થાથી ગરીબાઇ અવસ્થામાં પણ

પોતાનો ગૃહ કારભાર સારી રીતે ચલાવે છે. ન્હાનામાં ન્હાના દરજ્જાના મનુષ્યો પણ એક બીજાની સાથે સલાહ સંપ રાખી કાર્ય કરે તો નિર્ધનતાના ભયંકર સપાટામાં કદિ પણ સપડાય નહિ. કિંતુ પોતાની શક્તિઓને આગળ વધારી શકે તથા સમાજની ઉન્નતિમાં પણ સહાયતા આપી શકે.

એકલો મનુષ્ય સમાજની કંઇ પણ ઉન્નતિ કરી શકતો નથી, પરંતુ જો તે પોતાના સાથીદારો સાથે સલાહ સંપ રાખી કાર્ય કરે તો કેટલુંક કરી શકે. એકતાની સાંકળથી સંધાઇને કામ કરવાથી ઘણાં કાર્યો થઈ શકે છે. સભ્યતા સમુદાયનું જ ફળ છે.

પ્રસિદ્ધ વિદ્વાન્ મિસ્ટર મિલ ( Mr. Miel ) કહે છે કે “ પ્રાયઃ જે જે વસ્તુઓથી મનુષ્યને પશુઓ કરતાં અધિક મ્હોટા ગણવામાં આવે છે તે સર્વ સમુદાયમાં રહેવાથી તથા સલાહ સંપ રાખી કાર્ય કરવાથી જ મનુષ્યને પ્રાપ્ત થયેલી છે.

સમાજની ઉન્નતિનું ગુપ્ત રહસ્ય સલાહ સંપીને કાર્ય કરવાનું છે. જેટલો અધિક લાભ મેળવવો હોય તેટલા જ પ્રમાણમાં સલાહ સંપ રાખીને કાર્ય કરવું જોઇએ. મધ્યમ શ્રેણીના મનુષ્યોમાં સંપીને કામ કરવાનો સારો અભ્યાસ છે. ઇંગ્લાંડ દેશની વૃદ્ધિ તથા ઉન્નતિનું મુખ્ય કારણ એ લોકો જ છે. જૂદા જૂદા માણસોથી જે કામ કદાપિ થઇ શકત નહિ, તે એ લોકોએ સંપીને કર્યાં. તેઓએ શત્રુઓને ન્હસાડવા માટે, દુર્ગુણોને દૂર કરવા માટે, ઉદ્દેશોને સફળ કરવા માટે વ્યાપાર વણજની ખીલવણી કરવા માટે, નવી નવી વસ્તુઓ બનાવવા માટે, યંત્રો તૈયાર કરવા માટે તથા એવાં ઘણાં મહેનતનાં કાર્યો કરવા માટે હમ્મેશાં પોતાની શક્તિઓને એકત્ર કરી કામ કર્યું. પ્રથમ ન્હાના પાયા ઉપર કામની શરૂઆત કરી. છેવટે મ્હોટી મ્હોટી કંપનીઓ

સ્થાપી અને અબજો રૂપિયાનાં કારખાનાં સ્થાપ્યાં. જેટલી મિલો, રેલ્વે કંપનીઓ, વીમા કંપનીઓ, તથા ફેકટરીઓ જોવામાં આવે છે તે સર્વ એ લોકોના એકત્ર પરિશ્રમ અને ધનનું જ ફળ છે. ઇંગ્લાંડ દેશે જેટલી ઉન્નતિ કરી છે તે સર્વ કંપનીઓ દ્વારા જ કરી છે. ત્યાં એવું એક પણ શહેર અથવા ગામડું જોવામાં નહિ આવે કે જ્યાં એકાદ કંપની અથવા સોસાયટી ન હોય. એ સોસાયટીઓ દ્વારા જ શિક્ષણ વગેરેની વ્યવસ્થા થાય છે તથા અનાથો તેમ જ વિધવાઓનું ભરણપોષણ થાય છે. ભારતવાસી જનોએ પણ એ લોકોનું અનુકરણ કરવું જોઈએ. દરેક શહેરમાં એવી સોસાયટી હોવી જોઇએ કે જે દ્વારા કળાકૌશલ્યનો પ્રચાર થાય, વ્યાપારવણજની ખિલવણી થાય અને એના નફામાંથી કેટલોક ભાગ ભાગીદારો તથા લોકોનાં છોકરાંઓને કેળવણી આપવા માટે આપી શકાય. જો સાહસ તથા કરકસરથી સંપીને કામ કરવામાં આવે તો જરૂર લાભ થશે, અને શરૂઆતમાં અલ્પ પુંજીવાળી કંપની પણ ટુંક સમયમાં મ્હોટી કંપની થઇ જશે. એવી કંપનીઓથી ઘણો લાભ થાય છે. સર્વથી મ્હોટો લાભ તો એ થાય છે કે થોડા રૂપિયામાં મ્હોટું કામ થઈ શકે છે અને પુષ્કળ નફો મળી શકે છે. બીજું કંપની બનાવી કામ કરવાથી આપણામાં હિમ્મત ઘણી રહે છે અને એક બીજાની સાથે એકતા થવાથી દુઃખના સમયમાં પણ કદિ મુસ્કેલી જણાતી નથી. ત્રીજું એથી નકામું ખર્ચ પણ ઓછું થઇ જાય છે તથા ન્હાના ન્હાના દરજ્જાના લોકો પણ મ્હોટી સ્થિતિ પર પહોંચી જાય છે. ભાગીદારો સિવાય મહેનતુ મજુરોને પણ હમેશાં કામ મળ્યાં કરે છે; તેઓ ખાલી બેસી રહેતા નથી. એ લોકો પણ ધીમે ધીમે પોતાની આવકમાંથી થોડું ઘણું બચાવી એકઠું કરવા લાગશે અને થોડા જ દિવસોમાં સ્હેલાઇથી એક બે શેરોના ધણી થઇ બેસશે. જ્યાં એક બે શેરોના પોતે માલિક થયાં અને વર્ષની

આખરે નફો જણાયો કે તેઓને પછી એવી તો લગની લાગશે કે તેઓને થોડું બચાવ્યા વિના ચેન જ પડશે નહિં. પછી પરિણામ એ આવશે કે થોડાં વર્ષોમાં જ તેઓ મજુરોમાંથી નિકળી જઈ વ્યાપારીઓની ગણત્રીમાં ગણાવા લાગશે અને પોતાના જીવનમાં જ ધનવાન્ કહેવાશે. ઈંગ્લાંડ વગેરે દેશોમાં એવાં સંકરો ઉદાહરણો મોજુદ છે. આપણે પણ તેઓનું અનુકરણ કરવું જોઇએ.

## પ્રકરણ ૭ મું.

## વીમા કંપનીઓ તથા સહાયકારી સભાઓ.

૧. જે વસ્તુઓ આપણે મરતી વખતે અહિંયાં જ મુકીને જવાના છીએ તે મેળવવાને દરેક વખતે મચ્યા રહેવા માટે જ આપણે કંઈ જન્મ લીધો નથી.

૨. વૃદ્ધાવસ્થામાં આપણને સુખ અથવા દુ:ખ ઘણું ખરૂં આપણાં પૂર્વનાં કૃત્યો પ્રમાણે જ મળે છે.

૩. આપણે સંસારમાં સત્યને માટે એક બીજાના સહાયક તથા શુભેચ્છક છીએ.

વિદ્વાનોનાં વાક્ય.

* * * *

ધન કેવી રીતે બચાવવું એ વિષે એક રીત તો અમે ગયા પ્રકરણમાં જણાવી ગયા. એ સિવાય બીજી બે રીતો છે. એક તો એ છે કે આપણે આપણી જીંદગીનો વીમો ઉતરાવવો જોઇએ જેથી કરીને આ-

પણ મૃત્યુ પછી આપણા કુટુમ્બીજનોને તેઓના ભરણપોષણ માટે પૂરતા રૂપિયા મળી જાય. બીજી રીત એ કે એવાં સહાયકારી ફંડ ઉઘાડવાં જોઇએ કે જેથી ગરીબ લોકોને વિપદ્ વખતે મદદ મળે તથા તેમના મરણ પછી તેઓનાં સ્ત્રી પુત્રોને થોડી ઘણી સહાયતા દુઃખના સમયમાં મળી શકે. જેથી તેમને એકદમ વિશેષ દુઃખ જણાય નહિ. પહેલી રીત પ્રથમ તથા મધ્યમ પંક્તિનાં મનુષ્યોને માટે છે અને બીજી ગરીબ લોકોને માટે છે.

જો આપણે આપણા કુટુંબને માટે ધીરે ધીરે રૂપિયા ભેગા કરવા માગીએ તો તેને માટે ઘણાં વર્ષો લાગશે, છતાં પણ કદાચ જરૂર પૂરતા રૂપિયા ભેગા કરી શકાશે નહિ. એ સિવાય સંભવિત છે કે કોઈ વખતે જરૂર પડતાં એ બચાવી રાખેલા રૂપિયા ઉપર મન દોડ્યું જાય અને કોણ જાણે ક્યારે મ્હોત આવશે, મ્હોતનું કંઇ ઠેકાણું છે ? ત્યાં સુધીમાં તો વળી બીજા રૂપિયા ભેગા કરી લઈશું એવા એવા વિચારો દ્વારાએ રૂપિયા પણ કામમાં લઇ લેવાય. એટલા માટે આપણે એકઠા કરી રાખેલા રૂપિયા ઉપર બિલકુલ વિશ્વાસ રાખી શકાતો નથી. આપણું મન ઘણું ચંચળ છે તેથી જરૂર પડતાં સઘળા વપરાઇ જાય છે અને આપણા મૃત્યુ પછી કુટુંબની શી દશા થશે, એ વિષે જરા પણ વિચાર રહેતો નથી.

પરંતુ જે માણસ પોતાની જીંદગીનો વીમો ઉતરાવે છે તે સર્વ વાતે સુખી રહે છે. તે નિયમાનુસાર મુકરર કરેલી રકમ હમેશાં કંપનીની તીજોરીમાં ભરે જાય છે અને મૃત્યુથી નિડર બની નિરાંતે સૂઈ રહે છે. પછી ગમે તો આજે પહેલા હપતાના રૂપિયા ભરી આવ્યો અને કાલ ઉઠીને મરી જાય તેથી શું થયું. તેની કંઈ પણ ચિન્તા રહેતી નથી, કેમકે તેણે જેટલા રૂપિયાનો વીમો ઉતરાવ્યો હોય તેટલા રૂપિયા તરત જ તેની સ્ત્રી તથા બાળબચ્ચાંને મળી જાય છે.

વીમો ઉતરાવ્યાથી કેવળ તેના કુટુમ્બને લાભ થાય છે એટલું જ નહિ પણ તેને પોતાના જીવનકાળમાં દૂરદર્શીપણાનો વિચાર થતો જાય છે. વળી સૌથી વધારે ફાયદો તો એ થાય છે કે વીમો ઉતરાવનારના મનમાં અત્યંત વિપદ અથવા દુઃખના સમયમાં કિંવા મૃત્યુ વખતે કોઇ પણ પ્રકારનો ક્લેશ થવા પામતો નથી.

જે માણસે પોતાનાં સંતાન સંતતિઓ માટે રૂપિયા બચાવી રાખ્યા નથી તેને મૃત્યુ વખતે અડધું દુઃખ તો રૂપિયા ન હોવાના કારણથી થાય છે, તેથી ફિકર–ચિન્તાને લીધે તેને ઔષધની બિલકુલ અસર થતી નથી અને રોગ વધે જાય છે. કવિ બર્નસે (Burns) મરતાં પહેલાં પોતાના એક મિત્રને લખ્યું હતું કે. “ હું અદ્યાપિ પર્યંત દુઃખમાં ફસાઈ રહ્યો છું. હાય ! મને આ કરતાં પણ અધિક દુઃખ મ્હારી આગળની દુઃખી અવસ્થાનું સ્મરણ થવાથી થાય છે. હવે મારી વ્હાલી સ્ત્રી અને છ ન્હાનાં ન્હાનાં વ્હાલાં અનાથ સંતાનો શું કરશે ? હવે હું તેમના માટે શું કરૂં ? મારી અરધી બિમારી તો એ ચિન્તાઓથી જ છે. ”

વીમા કંપનીઓ વિશેષ કરીને અનાથો તથા વિધવાઓનું રક્ષણ કરવા માટે સ્થાપવામાં આવે છે. અલ્પ આવક અને મિલકતવાળા મનુષ્યો પણ તેનો લાભ થઇ શકે છે. થોડી થોડી રકમ ભરવાથી કંઈ પણ જણાતું નથી. ઇન્ફ્લુંઝા–પ્લેગ વગેરે આકસ્મિક દુર્ઘટનાઓના કારણથી અકાળ મૃત્યુના સમયે તેનાથી ઘણો લાભ થાય છે.

કેટલીક વખતે જોવામાં આવે છે કે ઘણા માણસો આખી જીંદગી પર્યંત સખ્ત મહેનત મજુરી કરવા છતાં પણ મરતી વખતે પોતાનાં સંતાનોને ભૂખે મરતા મૂકીને જાય છે. તેઓએ પોતાની હૈયાતીમાં તો ઘણી મોજમજાહ ભોગવી લીધી, કોઈ દિવસે ખાવાપીવામાં બિલકુલ

કંજુસપણું કર્યું નહિ; પરંતુ તેમના મરણ પછી પરિણામ એવી દશા આવે છે કે તેમનાં કુટુમ્બીજનો એક ટુકડા રોટલાને માટે તરફડે છે. જો કદાપિ એ લોકોએ વર્ષ દહાડે ૧૦–૨૦ રૂપિયા પણ કોઈ વીમા કંપનીમાં ભર્યા હોત, તો તેઓના કુટુમ્બની આવી પડતી દશા કદિ પણ આવત નહિ. પરંતુ તેમણે પોતાની ટુંકી નજરથી ભવિષ્યનો બિલકુલ વિચાર કર્યો નહિ. જેટલું પ્રાપ્ત કર્યું તેટલું સઘળું પાયમાલ કરી મૂક્યું, જેનું પરિણામ એ આવ્યું કે તેમના મરણ પછી તેમનાં સંતાનો સમાજને માટે ભારરૂપ થઈ પડયાં. પોતાનાં સંતાનો પ્રતિ એવી રીતે વર્તવું એ ઘણી જ નિર્દયતા તથા કઠોરપણું કહેવાય. પ્રથમ તો તેઓનું સારી રીતે લાલનપાલન કરવું, તેઓ માટે સર્વ જાતની સુખસામગ્રી એકઠી કરવી અને પાછળથી તેઓને પરવશ, પરાધિન અને નિર્ધન મૂકીને ચાલ્યા જવું, એ એક રીતે સમાજ તેમજ તેઓના તરફ અન્યાય અને અપરાધ કરવા સમાન છે.

એટલા માટે દરેક મનુષ્યે થોડા થોડા રૂપિયા કોઇ સારી વીમા કંપનીમાં ભરતા રહેવાની ઘણી જ જરૂર છે, જેથી પાછળથી અકાળ મૃત્યુ ઇત્યાદિનો બિલકુલ ભય રહે નહિ. મૃત્યુના જેવી કોઈ નિશ્ચિત વસ્તુ નથી; પરંતુ મૃત્યુના સમય જેવું કોઈ અનિશ્ચિત પણ નથી. જો આજે આપણે કોઈ વીમા કંપનીમાં ૧૦–૧૫ રૂપિયા આપીને ૫૦૦ રૂપિયાનો વીમો ઉતરાવી લીધો, તો એમ જ સહમજી લેવું જોઇએ કે એ રૂપિયા એવી તો સુરક્ષિત બેંકમાં પડયા છે કે ગમે એટલી જરૂર પડવા છતાં પણ તેમાંથી એક પાઈ પણ ખર્ચાશે નહિ. પણ હા, કદાચ આપણે કાલે ઉઠીને મરી જઇએ તો તરત જ આપણાં સંતાનોને એ રૂપિયા મળશે.

જો આપણે એ ૧૦–૧૫ રૂપિયા કોઇ વીમા કંપનીમાં ન ભરતાં કોઈ બેંક અથવા તો કોઇ ઠેકાણે વ્યાજે મૂકીએ તો ૩૦–૩૫

વર્ષમાં ૫૦૦) રૂ. ભેગા થઇ શકે; પરંતુ વીમા કંપનીમાં ભરવાથી તેટલી મુદત સુધી ચિન્તા ઇત્યાદિ દુઃખમાંથી મુક્ત રહેવાય છે તથા ભાવી દુઃખના ભયથી વર્ત્તમાન સુખ નાશ પામતું નથી.

જેવી રીતે મુંબઈ, કલકત્તા આદિ મ્હોટાં મ્હોટાં શહેરોમાં શેઠ-શાહુકાર લોકો પોતાના માલને અગ્નિથી બચાવવા માટે તેનો વીમો ઉતરાવી લે છે, તેવી જ રીતે જીવનને રોગ શોક તથા આકસ્મિક મૃત્યુથી બચાવવા માટે તેનો પણ વીમો ઉતરાવી લેવો જોઇએ. જેવી રીતે માલને અગ્નિથી બચાવવાનું અત્યંત જરૂરનું છે તેવી જ રીતે આ પણ ઘણું અગત્યનું છે. જેવી રીતે પોતાની હૈયાતીમાં કુટુમ્બનું પાલનપોષણ કરવાનું એક પતિ તથા પિતા તરીકેનું કર્ત્તવ્ય છે, તેવી જ રીતે પોતાના મરણ પછી પણ સ્ત્રી તથા સંતાનોને માટે થોડી ઘણી સામગ્રી મૂકી જવાની ઘણી જરૂર છે. એ દરેક પુરૂષનું ધાર્મિક કર્ત્તવ્ય છે જેનું તેણે હમેશાં પાલન કરવું જોઇએ. સૌભાગ્યની વાત એ છે કે આજકાલ એને માટે સગવડો પણ ઘણી છે, એટલા માટે તેને સારૂ આપણે તરત જ દૃઢ સંકલ્પ કરી લેવો જોઈએ. એમાં કોઈ પણ પ્રકારે દોષ કિંવા આપત્તિ નથી તથા કોઈ પણ પ્રકારની માનહાનિ પણ નથી. એ અતિ ઉત્તમ તથા લાભકારક કાર્ય હોવાથી કોઇને કશી શંકા આવી શકતી નથી. ઇંગ્લાંડ ઇત્યાદિ દેશોમાં એનો ઘણો જ બહોળો ફેલાવો છે. ભારતવર્ષમાં પણ દિનપ્રતિદિન તેનો પ્રચાર થતો જાય છે; પરંતુ કોઈ વીમા કંપનીમાં વીમો ઉતરાવતાં પહેલાં તેના નિયમો વગેરે ઘણા જ ધ્યાનપૂર્વક જોઇ જવા જોઇએ. કંપનીના કાર્યવાહકોનું કામકાજ, તેમનું પ્રમાણિકપણું, હિસાબ વગેરે બાબતો બને ત્યાંસુધી ઘણી જ ચોકસાઇથી તપાસી લેવી જોઈએ જેથી પાછળથી પસ્તાવું પડે નહિ. અમારે અત્યંત ખેદ સાથે જણાવું પડે છે કે આજકાલની સુધરેલી દુનિયા

આપણને કેટલીક વખતે ઘણું જ નુકસાન પહોંચાડે છે, તેથી જ આપણે ફક્ત છાપેલાં ઉદાહરણો ઉપર જ સંતોષ માની લેવો જોઇએ નહિ; પરન્તુ દરેક વિગત ઘણી જ બારીકાઇથી તપાસવી જોઈએ. આજકાલ પ્રોવીડન્ટ ફંડવાળી વીમા કંપનીઓ ઠેકાણે ઠેકાણે ઉભરાઈ જાય છે. જેટલા હેવાલો બહાર પાડવામાં આવે છે તેમાં ઘણું ખરૂં જે લોકોને ભરેલા રૂપિયા કરતાં વધારે રકમ મળી હોય છે તેઓનાં જ નામો જોવામાં આવે છે. એ નામો તથા રકમો જોઇને લોકો મેમ્બર થવા લાગે છે, પરંતુ પાછળથી સખ્ત ઠોકર ખાય છે અને ખોટમાં આવી જાય છે. કોઈ પણ હેવાલમાં એવું ઉદાહરણ જોવામાં નહિ આવે કે અમુક માણસે રૂ. ૧૮) ભર્યા અને તેને રૂ. ૯) મળ્યા એટલે તેને રૂ. ૯) નું નુકસાન થયું, પરંતુ જ્યાં જોશો ત્યાં એવાં જ ઉદાહરણો મળી આવશે કે અમુક માણસે રૂ. ૧૦) ભર્યા અને તેને રૂ. ૧૦૦) મળ્યા અથવા રૂ. ૨૦) આપ્યા અને રૂ. ૫૦૦ મળ્યા.

એટલા માટે વાંચકોએ ખાસ સ્મરણમાં રાખવું જોઈએ કે હેવાલો ઉપર જ મોહિત થઈ જવું જોઈએ નહિ. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી થોડા રૂપિયાના લોભમાં લોભાઈ જઈ પ્રોવીડન્ટ કંપનીઓમાં સામિલ ન થવું; પરંતુ ઓરિયંટલ, સન લાઇફ, એમ્પાયર, વગેરે પ્રસિદ્ધ ઇન્સ્યુરન્સ કમ્પનીઓમાં જ્યાં મુકરર કરેલી રકમનો વીમો ઉતારવામાં આવે છે તેમાં જ દાખલ થવું. જો કે રૂપિયા તો વધારે આપવા પડશે, પરંતુ રૂપિયાની સંખ્યા જણાવાથી કોઈ ચિન્તા તો રહેશે નહિ. પ્રોવીડેન્ટ ફંડોમાં કોઇ મુકરર કરેલી સંખ્યા હોતી નથી. લગ્ન તથા મરણોની સંખ્યા ઉપર રૂપિયાની સંખ્યા થાય છે. કોઇ વખતે રૂ. ૧) ના રૂ. ૧૯) મળી જાય છે પણ કોઇ વખતે રૂપિયાના આઠ આના પણ મળે છે.

બીજું ગરીબ લોકોને સંકટના સમયમાં સહાયતા મળે એ માટે

સોસાયટીઓ સ્થાપવી જોઇએ. સોસાયટીમાં જેટલા મેમ્બર હોય છે તે સર્વ એક બીજાને સહાયતા કરનાર તરીકે ગણાય છે. સોસાયટીના જેટલા રૂપિયા થાય છે તે સર્વ સોસાયટીના મેમ્બરોને મદદ કરવા માટે જ વાપરવામાં આવે છે. સોસાયટીના મેમ્બર સિવાયના માણસને કેટલીક વખતે રોગ અથવા સંકટના સમયમાં ઘણું જ દુઃખ ભોગવવું પડે છે. તેના મરણ પછી કેટલીક વખતે તેનાં બાળબચ્ચાં ભૂખે મરવા લાગે છે, પરંતુ સહાયકારી સોસાયટીમાં મેમ્બર થનાર મનુષ્યને કદિ પણ એવું દુઃખ ભોગવવું પડતું નથી. તેને સહાયતા કરવા માટે અથવા તેના મરણ પછી તેનાં સંતાનોનું ભરણપોષણ કરવા માટે સોસાયટી તૈયાર હોય છે. પછી ગમે તો તેણે ફક્ત ૧૦) રૂપિયા જ ભર્યા કેમ હોતા નથી, પરન્તુ સોસાયટી તેને માટે ૧૦૦) રૂપિયા પણ ખર્ચ કરવાને તૈયાર રહે છે.

ઇંગ્લાંડ, ફ્રાન્સ આદિ દેશોમાં એવી ઘણી સોસાયટીઓ સ્થપાએલી છે. ત્યાંના રહેવાસીઓ એવી સોસાયટીઓમાં દાખલ થવાનું પોતાનું કર્ત્તવ્ય ગાને છે. વસ્તુતઃ એથી લાભ પણ ઘણો થાય છે. થોડા રૂપિયા ભરવાથી જ મેમ્બર થઇ શકાય છે, અને એ રૂપિયા વ્યાપાર ઇત્યાદિ કાર્યોમાં રોકવામાં આવે છે જેથી નફો પણ થાય છે. એ પ્રમાણે સોસાયટીની મિલકત ધીમે ધીમે વધતી જાય છે. જ્યારે કોઇ મેમ્બરને કંઈ દુઃખ પડે છે અથવા તેનું આકસ્મિક મૃત્યુ થાય છે તો આ દેશની માફક તેની દુર્દશા થતી નથી. તેનાં સંતાનો ભૂખે રઝળતાં નથી, તેનાં ઘરબાર લિલામમાં વેચાઇ જતાં નથી, સોસાયટી પોતાના તન, મન અને ધનથી સહાયતા આપે છે એમાં જરા પણ શક નથી. પહેલાં લોકોને રૂપિયા ભરતાં ખોટું લાગે છે અને એક પ્રકારનું નકામું ખર્ચ જણાય છે, પરંતુ પાછળથી તેનો ખરો લાભ તેઓને માલમ પડે છે. મહેનતુ મજુરોને તો એથી ઘણો જ લાભ

થાય છે; કેમકે એ લોકોથી ટુંક આવકમાં કંઈ પણ બચાવી શકાતું નથી. જેટલું કમાય છે તેટલું સઘળું ખરચી નાંખે છે અને જ્યારે સંકટમાં સપડાય છે ત્યારે તેઓની કેવી દુર્દશા થાય છે એ તો તેઓને જ ખબર પડે છે. કેટલીક વખતે તો પાસે પૈસા ન હોવાથી દવાદારૂ પણ કરી શકતા નથી અને એમને એમ જ મરી જાય છે. જો એ લોકો સહાયકારી સોસાયટીઓમાં દાખલ થાય અને આવકના દશમા કે વીસમા હિસ્સા જેટલા પણ રૂપિયા ભરતા રહે તો તેઓને કદિ પણ કષ્ટ ભોગવવું પડે નહિ.

ઇંગ્લાંડમાં કેવળ મજુરોએ જ એવી સહાયકારી સોસાયટીઓ સ્થાપી છે. તેનાથી ફક્ત મેમ્બરોને જ ફાયદો થાય છે એટલું જ નહિ પણ આવકનો કેટલોક ભાગ અન્ય ધાર્મિક કાર્યોમાં પણ વાપરવામાં આવે છે. એ સિવાય એકાદ સોસાયટીના મેમ્બર હોવાથી સર્વ એક-બીજાના સુખ દુઃખમાં સાથી રહે છે. એક બીજા વચ્ચે એક પ્રકારની શાંતિ જણાય છે. સભાસદોની જેટલી સંખ્યા વધતી જાય છે તેટલા જ પ્રમાણમાં શક્તિ તથા પ્રીતિ વધતી જાય છે. જેનું પરિણામ દેશને માટે અત્યંત લાભકારક થાય છે.

હિંદુસ્તાનમાં એવી સોસાયટીઓની ઘણી જ અછત છે. એ અછત હોવાને લીધે જ અહિંયાંનાં સાધારણ સ્થિતિનાં માણસો ઘણું જ દુઃખ ભોગવે છે. એટલા માટે અહિંયાં એવી સોસાયટીઓ સ્થાપવાની અત્યંત આવશ્યકતા છે. એવી સોસાયટીઓ સ્થાપવાથી અહિંયાના લોકોમાંથી ભિક્ષાવૃત્તિનો ભાવ નીકળી જશે અને તેઓ જાત-મહેનતથી પેદા કરી પોતાનો નિર્વાહ ચલાવતાં શીખશે.

જો કે ખરેખર એ કાર્ય અત્યંત કઠિન છે. તેમાં શરૂઆતમાં લાભ થોડો અને હાનિ વધારે છે. પરંતુ જો તે કાર્ય વિચારપૂર્વક અને સારા નિયમો ઉપર ઉપાડવામાં આવે તો જરૂર સફળતા પ્રાપ્ત થાય. યુરોપમાં એવી અનેક સોસાયટીઓ સારા નિયમો ન હોવાથી

નાશ પામી. એટલા માટે નિયમો ઘણા જ વિચારપૂર્વક ઘડવાની જરૂર છે. વિશેષતઃ સભાસદોની અવસ્થા પ્રમાણે રૂપિયા લેવાની બાબત ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. ૭૦ વર્ષનો વૃદ્ધ દાખલ થાય કે પછી ભલે ૨૦ વર્ષનો યુવાન દાખલ થાય, બન્નેની પાસેથી સરખા જ રૂપિયા લેવામાં આવે એવું કદી પણ થવું જોઇએ નહિ. ઘણી સોસાયટીઓ એ જ ખામીથી ભાગી પડી છે, કેમકે વૃદ્ધોની સંખ્યા વધારે હોવાથી તેઓ યુવાન પુરૂષો કરતાં સ્વાભાવિક રીતે વહેલા જ રોગગ્રસ્ત થયા અથવા સંસારમાંથી કુચ કરી ગયા, તેથી સોસાયટીના સઘળા રૂપીઆ તેઓની જ પાછળ ઘસડાઇ ગયા અને બિચારા યુવાનોને નુકસાન ખમવું પડ્યું. એ જોઇ યુવાનોએ સભાસદ બનવાનું ત્યજી દીધું, ફક્ત ઘરડા ડોસાઓ જ આવવા લાગ્યા. એ લોકોના રૂપિયા એટલા બધા ભરાયા નહિ કે તેમના મંદવાડનું અથવા મરણનું ખર્ચ પૂરૂં પાડી શકાય. તેથી છેવટે રૂપિયાના અભાવથી સોસાયટીનું જ ટટ્ટુ બેસી ગયું.

એવી સોસાયટીઓને તો પ્રથમ બિલકુલ અનુભવ નહોતો તેમજ એવું એક પણ દૃષ્ટાંત તેમની સ્હામે ન્હોતું. એથી તેમને ખોટ ગઇ; પરંતુ ભારતવાસીઓની સ્હામે તો હવે સંપૂર્ણ ઇતિહાસ હાજર છે જેમાં સઘળી કંપનીઓ તથા કારખાનાંઓની સફળતા અસફળતાનું રહસ્ય તથા કારણ પ્રત્યક્ષ વિદ્યમાન છે. જો વિચારપૂર્વક કામ કરવામાં આવે તો કદી પણ ઠોકર ખાવી પડે નહિ. જે જે ખામીઓથી એવી સોસાયટીઓને નુકસાન થયું તે તે ખામીઓ દાખલ જ થવા દેવી ન જોઇએ. જે કાર્ય કરવામાં આવે તે ઉદ્દેશ તથા નિયમ પ્રમાણે જ કરવામાં આવે. જેટલા કાર્યવાહકો નીમવામાં આવે તે સર્વ કર્ત્તવ્યપરાયણ તથા સત્યનિષ્ઠ હોવા જોઇએ. તેમણે ધર્મ તથા ન્યાયથી કદી પણ વિમુખ થવું ન જોઇએ.

# પ્રકરણ ૮ મું.

## સેવિંગ બૅંક.

૧. મારી એવી તીવ્ર ઇચ્છા છે કે હું સમસ્ત સંસારમાં સેવિંગ બૅંક શબ્દને સોનેરી અક્ષરોમાં લખી દઉં.

૨. ગરીબ માણસોને મદદ કરવાનો સર્વથી ઉત્તમ ઉપાય એ છે કે તેઓને જાતે જ પોતાની સ્થિતી સુધારતાં શિખવાડો.

૩. મધમાખીઓની પાસે જાઓ અને તેમની પાસેથી શિખામણ લ્યો. તેઓને કોઈ મદદ કરતું નથી છતાં પણ તેઓ પોતાને માટે ગરમીના દિવસોમાં સખ્ત મહેનત કરી સામગ્રી એકઠી કરી લે છે અને ઠંડીના દિવસોમાં નિરાંતે ખાયા કરે છે.

× × × × ×

—વિદ્વાનોનાં વાકય.

ભારતવર્ષમાં જ્યાં દૃષ્ટિ કરશો ત્યાં સર્વત્ર ગરીબાઇનું સામ્રાજ્ય વ્યાપી રહેલું જણાશે. ભાગ્યે જ એવું એકાદ ઘર તેના ભયંકર સપાટામાં સપડાયા વિના રહી ગયેલું દૃષ્ટિએ પડશે. એનું કંઇ પણ કારણ તો હોતું જ જોઈએ. વિચાર કરતાં જણાય છે કે આપણે આપણી મૂર્ખાઇથી જ તથા ટુંકી નજરથી તેના સપાટામાં સપડાઇ જઇએ છીએ. કેમકે આપણે આપણા ભવિષ્યને માટે કંઇ પણ સંગ્રહી મૂકતા નથી. રોગ શોક તથા અકાળ મૃત્યુની જરા પણ પરવા રાખતા નથી. જેટલું કમાઇએ છીએ તેટલું સઘળું ખર્ચી નાંખીએ છીએ, અને તેથી જ આપણે આપત્તિ સમયે ભુખે મરવા પડીએ છીએ. ભવિષ્યમાં શું થશે તેની કોને ખબર છે? ધારો કે કદાચ

કાલે આપણે માંદા પડી જઇએ અથવા તો આપણી નોકરી તૂટી જાય; જો એ વખતે આપણી પાસે થોડા ઘણા પણ રૂપિયા હોય તો જરા પણ કષ્ટ ભોગવવું પડે નહિ. જ્યાં સુધી આપણે સારા થઇએ થઈએ નહિ અથવા બીજે ઠેકાણે નોકરી મળે નહિ ત્યાં સુધી ઘણી જ સ્હેલાઇથી આપણે આપણો નિર્વાહ ચલાવી શકીએ પરંતુ તેથી ઉલટું જો આપણી પાસે રૂપિયા ન હોય તો આપણી દશા ઘણી જ શોચનીય થઇ પડે.

ગમે એટલા થોડા રૂપિયા હોય પણ તે જરૂરની વખતે ઘણા જ ઉપયોગી થઈ પડે છે. એમ ધારો કે, કોઈ મજુરની પાસે રૂ. ૧૦) છે. તેની નોકરી તૂટી ગઇ અને બીજા શહેરમાં વધારે મજુરી મળે છે, તો તે એ દશ રૂપિયાથી બીજા શહેરમાં જઈને કામ કરી શકે છે; પરંતુ જો તેની પાસે કંઈ પણ હોય નહિ તો તે કેવી રીતે વધારે મજુરી કરવા માટે બીજા શહેરમાં જઇ શકે ?

અમે એમ કહેવા માગતા નથી કે તમે કંજુસની માફક પેટે પાટા બાંધીને રૂપિયા ભેગા કરે જાઓ, પરંતુ અમારો કહેવાનો હેતુ એટલો જ છે કે તમને વિપત્તિના સમયમાં દુઃખ પડે નહિ અને તમારૂં જીવન સુખશાંતિથી પસાર થાય એટલા જ માટે રૂપિયા બચાવો. સંસારમાં સર્વ વસ્તુઓ રૂપિયાથી જ મળી શકે છે, જેની પાસે રૂ-પિયા છે, જે પોતાની આવકમાંથી થોડું ઘણું બચાવી મુકે છે તે હમેશાં આરામમાં રહે છે—કદિ પણ કષ્ટ ભોગવતો નથી.

આજકાલ રૂપિયા મૂકવાનાં સાધનો પણ ઘણાં છે. દરેક શહેર માં બેંકો ઉઘાડેલી હોય છે, તથા સરકારે ગરીબોની સગવડને ખાતર એક કસ્બા તથા દરેક શહેરમાં ટપાલ ઓફિસની સાથે સાથે સેવિંગ બેંક પણ સ્થાપેલી છે. ટપાલ ઓફિસનાં બીજાં કામોની સાથે સેવિંગ બેંકનું પણ કામ થાય છે. સેવિંગ બેંકના નિયમો ઘણા

જ સરલ તથા ઉપયોગી છે. ગરીબમાં ગરીબ માણસ પણ તેનો લાભ લઇ શકે છે. ચાર આના સુદ્ધાં પણ આ બૅંકમાં થાપણ મૂકી શકાય છે અને ચાલુ હિસાબમાં મહિને સો રૂપિયા પાછળ ચાર આના વ્યાજ મળે છે. જ્યારે મરજી પડે ત્યારે ગમે એટલા રૂપિયા મૂકી આવો અને જોઇએ ત્યારે લઈ આવો, કોઈ ના કહેતું નથી. ઇંગ્રેજી રાજ્યમાં ગમે તે પોસ્ટ ઓફિસમાં તમારૂં ખાતું બદલાવી લ્યો, તમને એક પૈસો પણ ખરચ થશે નહિ. આ બૅંકમાં મુકેલા રૂપિયા જતા રહેવાની અથવા દેવાળું ફુંકાવાની જરા પણ દહેશત નથી. આ સરકારી બૅંક છે. એનો અધિકાર સરકાર પોતે ચલાવે છે. વળી સૌથી મ્હોટી વાત તો એ છે કે આ બૅંકોનો હિસાબ ઘણો જ ગુપ્ત રાખવામાં આવે છે. પોસ્ટ માસ્તરને કોઇનું પણ નામ બાહાર પ્રકટ ન કરવાની ખાસ ચેતવણી આપેલી હોય છે.

પહેલવહેલાં આ બૅંક ઇંગ્લાંડમાં ગરીબ લોકોને માટે સ્થાપવામાં આવી હતી; પણ હવે દરેક શહેર તથા દરેક ન્હાના ગામડામાં જ્યાં પોસ્ટ ઓફીસ હોય છે ત્યાં સ્થાપેલી છે. સાધારણ સ્થિતિના લોકો પણ રૂપિયા ભેગા કરી શકે એજ તેનો મુખ્ય ઉદ્દેશ છે. જે માણસ રોજ ચાર આનાના પૈસા પેદા કરે છે તેને માટે રોજ એક પૈસો બચાવવો એ કંઇ મુસ્કેલ નથી. જો રોજ એક જ પૈસો બચાવવામાં આવે તો મહિનાની આખરે આઠ આના થાય અને એ આઠ આના સેવિંગ બૅંકમાં મૂકે તો વર્ષ દહાડે રૂ. ૬) થઈ જશે. ૧૦ વર્ષમાં રૂ. ૬૨) ની રકમ થઈ જશે. દરેક વર્ષે મૂળ રકમમાં વ્યાજ પણ ઉમેરાતું જશે. જે માણસની આવક દર મહિને રૂ. ૯૦) છે, તે જો રૂ. ૧૨) દર માસે પોસ્ટ ઓફિસમાં થાપણ મૂકે તો દશ વર્ષમાં વ્યાજની રકમ સુદ્ધાં થઈ તે રૂ. ૧૭૦૦ ભેગા થઇ શકશે. જો તેની ઇચ્છા હોય તો એ રૂપિયાથી તે કોઈ સારૂં કાર્ય કરી શકે. કોઈ

વ્યાપારમાં રોકે તો દશ બાર રૂપિયા સેંકડા પાછળ વ્યાજ કમાઇ શકે. જો કંઇ પણ ન કરે તો પણ બીજી કોઇ બૅંકમાં મૂકી પાંચ છ રૂપિયા વ્યાજ મેળવી શકે છે.

એટલા માટે બની શકે ત્યાં સુધી આપણે પૈસા બચાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. મહિનામાં ખર્ચ કરતાં જે બચી શકે તે સેવિંગ બૅંકમાં મૂકી આવવું જોઇએ. આપણાં સંતાનોને પણ શરૂઆતથી જ પૈસા સંગ્રહી મૂકવાનું શિક્ષણ આપવું જોઇએ. તમારા બાળકોને તમે જ્યારે તેના ગજવા-ખર્ચને માટે કંઇક રકમ આપો, ત્યારે તેને કહો કે ભાઇ, આમાંથી થોડું બચાવજે. મહિનાની આખરે જ્યારે તેની પાસે ચાર આના અથવા તેથી વધારે રકમ એકઠી થાય ત્યારે તેનું ખાતું કોઈ પોસ્ટ ઑફિસમાં ઉઘાડી આપજો.

તેની 'પાસ બુક' તેને સોંપી દેજો અને તેને સારી પેઠે સમજણ પાડીને કહેજો કે ભાઈ, આ ચોપડીને તું ઘણી જ સંભાળથી તારી પાસે સાચવી રાખજે. જ્યારે તારી પાસે ચાર આના એકઠા થાય, ત્યારે તરત જ પોસ્ટ ઑફિસમાં જઇને આ ચોપડીમાં જમે કરાવી આવજે. થોડા દિવસમાં તારી પાસે ઘણા રૂપિયા ભેગા થશે અને લોકો તને ધનવાન કહેશે. એથી બાળકની ઉત્કંઠા વધતી જશે અને તે દરરોજ પોતાના ગજવા-ખર્ચમાંથી કંઇક ને કંઇક બચાવતો રહેશે. એ પ્રમાણે કરવાથી કેવળ રૂપિયા જ ભેગા થશે એટલું જ નહિ, પણ તેને કરકસર તથા પૈસા એકઠા કરવાનો અભ્યાસ પડી જશે. તેથી ભવિષ્યમાં તે હમેશાં સુખી રહેશે અને કદિ પણ દુઃખી થશે નહિ.

સેવિંગ બૅંક વિષે એટલું જ કહેવું બસ છે કે સરકારે ફક્ત પોતાના જ ફાયદા માટે એ બૅંક ઉઘાડી નથી, પરંતુ આપણા જ લાભ માટે સ્થાપી છે. આપણું કર્ત્તવ્ય છે કે જો આપણે આપણું

ભલું ઇચ્છતા હોઈએ, આપણે પોતાને સંસારમાં સુખી કહેવરાવવા ઇચ્છતા હોઇએ, તો અવશ્ય આપણે થોડું ઘણું પણ બચાવી રાખવું જોઇએ. કંઇ પણ બચાવ્યા સિવાય આપણું જીવન કદિ પણ સુખશાંતિમાં વ્યતીત થઈ શકતું નથી, થોડું બચાવી શકાય તો તેની જરા પણ પરવા નથી, પણ જરૂર કંઇક બચાવો. જેટલું આપણાથી બચાવી શકાય તેટલું જ બસ છે. થોડું થોડું બહુ થઇ જાય છે. મ્હેવત છે કે 'ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય.' જો રોજ એક અડધો પૈસો જ બચાવવામાં આવે તો મહિને દહાડે ચાર આના એકઠા થશે. ચાર આનાની શકિત કંઈ જેવી તેવી ન સમજતા. એક ખુમચાવાળો ચાર આનાનો માલ ભરી તેમ.થી બીજા ચાર આના કમાય છે; બે આના ખાય છે અને બે આના પેલા ચાર આનાની રકમમાં ઉમેરે છે. બીજે દિવસે છ આનાનો માલ ભરી બીજા છ આના પેદા કરે છે. એ પ્રમાણે તેની પુંજી દિવસે દિવસે વધતી જાય છે અને થોડા જ દિવસોમાં તે ધનાઢ્ય થઈ જાય છે.

એટલા માટે આપણે કરકસર કરતાં તથા પૈસા બચાવી રાખતાં શિખવું જોઇએ, અને તે શિખવાને માટે પ્રથમ સ્કુલ (નિશાળ) સેવિંગ બૅંક છે, સેવિંગ બૅંકમાંથી પસાર થઈ આપણે મ્હોટી મ્હોટી બૅંકો તથા કાર્યાલયોમાં પ્રવેશ કરી શકીએ છીએ અને અમૂલ્ય લક્ષ્મીના અધિકારી થઈ શકીએ છીએ.

ઈંગ્લાંડમાં જ્યારે કેટલાક દેશહિતેચ્છુ પરોપકારી પુરૂષોએ ગરીબોની શોચનીય દશા ઉપર દયા ખાઇને સેવિંગ બૅંકો સ્થાપી, ત્યારે તેઓને ઘણું ઘણું કષ્ટ ભોગવવું પડ્યું હતું; અનેક આપત્તિઓની સ્હામે બાથ ભીડવી પડી હતી. પરંતુ આપણું અહોભાગ્ય છે

કે હવે સરકારે જાતે આપણે માટે ઠેકાણે ઠેકાણે એવી બેંકો સ્થાપી દીધી છે જેમાં દરેક પ્રકારની સગવડતા છે. અમે માનીએ છીએ કે અમારા સુજ્ઞ વાંચકોનું ખાતું સેવિંગ બેંકમાં ચાલતું હશે. જેમણે પોતાનું ખાતું ઉઘાડયું ન હોય તેઓને અમે વિનંતિ કરીએ છીએ કે વિના વિલમ્બે પોતાનું ખાતું ઉઘાડે. સાધારણ સ્થિતિના માણસોને એથી ઘણો જ લાભ થશે. થોડા જ દિવસોમાં તેમને ખબર પડશે કે જે રૂપિયા આપણે નકામા ખર્ચોમાં ફેરાડી નાંખત તે અત્યારે સેવિંગ બેંકમાં સુરક્ષિત પડયા છે.

કહેવાનું એટલું જ કે આપણે માટે સેવિંગ બેંક ઘણીજ ઉપયોગી છે. આપણે તેની કદર કરવી જોઇએ અને બની શકે તેટલો લાભ લેવો જોઈએ.

---

## પ્રકરણ ૯ મું.

### ન્હાની ન્હાની વસ્તુઓ.

૧, કયાં ખચવું જોઈએ, કયાં બચાવવું જોઇએ અને કયારે કઈ વસ્તુ ખરીદવી જોઈએ તે વાત સારી પેઠે સ્મરણમાં રાખો. એ પ્રમાણે કરવાથી તમે કદિ પણ ભૂખ્યા રહેશો નહિ.

૨. જે મનુષ્ય ન્હાની ન્હાની વસ્તુઓને નજીવી–તુચ્છ ગણે છે તેનો ધીમે ધીમે સર્વનાશ થઈ જશે.

૩. જો તમે ખરૂં સુખ પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય તો હમેશાં ન્હાની ન્હાની વસ્તુઓનું રક્ષણ કરો.

—વિદ્વાનોનાં વાકય.

    

સંસારમાં ન્હાની ન્હાની વસ્તુઓને નજીવી–તુચ્છ ગણી બેપરવાઈ કરવાથી હજારો માણસો પાયમાલ થઈ ગયા અને થતા જાય છે. સંસાર ન્હાના ન્હાના પરમાણુઓથી બનેલો છે. આપણું જીવન ન્હાનામાં ન્હાની ઘટનાઓથી ગંઠાયેલું છે. જો તેમાંથી એક એક પર વિચાર કરવામાં આવે તો તે ઘણી જ નજીવી તથા નકામી જણાય છે; પરંતુ પ્રત્યેક મનુષ્યની સફળતા એ ન્હાનામાં ન્હાની ઘટનાઓ ઉપર જ આધાર રાખે છે. આપણે કેવી રીતે રહીએ છીએ અને કેવી રીતે એ ઘટનાઓની સ્હામે બાથ ભીડીએ છીએ, બસ એ જ વાતો ઉપર આપણું સુખ લટકી રહેલું છે. ચરિત્રગઠનને માટે ન્હાની ન્હાની વસ્તુઓ ઘણી જ જરૂરની છે. ન્હાની ન્હાની કુટેવો સુધારવાથી જ આપણું આચરણ શુદ્ધ થાય છે અને ન્હાનાં ન્હાનાં કામો કરવાથી જ આપણું જીવન સુધરે છે. વ્યાપારમાં વૃદ્ધિ ત્યારે જ થશે કે જ્યારે ન્હાની ન્હાની વસ્તુઓની પરવા રાખશો. ઘરમાં સુખ ત્યારે જ પ્રાપ્ત થશે કે જ્યારે આપણે ન્હાની ન્હાની વસ્તુઓને સાચવીને રાખીશું તથા વખતસર તૈયાર કરી મૂકીશું. જ્યારે ન્હાનામાં ન્હાની બાબત પર સંપૂર્ણ ધ્યાન અપાશે ત્યારે જ રાજ્યની ઉન્નતિ થશે અને એક ઉત્તમ રાજ્ય તરિકે ગણાશે.

એક એક અક્ષર શિખવાથી જ જ્ઞાન વધે છે. જે મ્હોટા મ્હોટા વિદ્વાનો થઈ ગયા અને છે તેમણે એક દિવસ કોઇને કોઇ ભાષાની વર્ણમાળાનો પહેલો અક્ષર વાંચ્યો હતો. આજે જે પ્રસિદ્ધ અનુભવી પુરૂષો કહેવાય છે, તેમણે એક દિવસ અનુભવ પ્રાપ્ત કરવાની પ્રથમ નિસરણીના પગથીયા પર પગ મૂક્યો હતો. જો તેમણે એક એક અક્ષર વાંચ્યો ન હોત અને તેને તુચ્છ ગણીને છોડી

દીધો હોત, તો આજે તેઓ કદિ પણ અનુભવી વિદ્વાન તરિકે ગણાત નહિ. ન્હાનામાં ન્હાની બાબતોની કદર કરવાથી જ આજ તેઓ પ્રસિદ્ધ વિદ્વાન થયા.

જે માણસો કંઇ શિખી શકતા નથી અથવા કંઈ બચાવી શકતા નથી તેનું કારણ એ જ છે કે તેઓ ન્હાની ન્હાની વસ્તુઓ ઉપર ધ્યાન આપતા નથી. તેઓ ઘણું ખરૂં એમ જ કહ્યા કરે છે કે, શું કરીએ, સંસાર અમારાથી વિરૂદ્ધ છે; પરંતુ ખરૂં જોતાં સંસાર તેમની વિરૂદ્ધ શું હોય ? તેઓ પોતે જ પોતાના શત્રુ છે.

અત્યાર સુધી દૈવ ઉપર લોકો અત્યંત અંધશ્રદ્ધા રાખતા હતા. પરંતુ હવે જ્ઞાનનો પ્રકાશ થવાથી તે કેટલેક અંશે દૂર થતી જાય છે. હવે એવું સ્હમજાતું જાય છે કે પરિશ્રમ જ દૈવનો જનક અથવા પિતા છે, અર્થાત્ મનુષ્ય જેટલો અધિક પરિશ્રમ કરશે તથા ન્હાની ન્હાની વસ્તુઓ ઉપર વિશેષ ધ્યાન આપશે તેટલી તેની ઉન્નતિ થશે. નિરૂદ્યમી અને આળસુ પુરૂષ કદાપિ સફળતા પ્રાપ્ત કરી શકતો નથી. જે મહેનત કરતો નથી તે કદિ પણ લાભ મેળવી શકતો નથી.

મનુષ્ય જીવનની સફળતાને માટે દૈવની જરૂર નથી, પરંતુ શ્રમની જરૂર છે. દૈવ હમેશાં રાહ જોઇને જ બેસી રહે છે કે આ પ્રમાણે થાય; પરંતુ શ્રમ જે કરવા ધારે છે તે તરત જ દૃઢ સંકલ્પ દ્વારા કરી નાંખે છે. દૈવ બે પહોર પર્યંત આશામાં ને આશામાં પલંગ પર પડી રહે છે—કદાચ અમુક લોટરીમાં મારૂં નામ નિકળી આવે, પરંતુ શ્રમ તો સ્હવાર પડતાં જ પોતાના કામમાં મંડી જાય છે અને સ્હાંજ સુધીમાં પોતાના ગુજરાન જેટલું પેદા કરી લે છે. પેલું લાગ શોધ્યા કરે છે, ને આ પોતાના બાહુબળ ઉપર ઉભું થઇ જાય છે. પેલું પાછળ તથા નીચે ગબડતું જાય છે, અને

આ આગળ તથા ઉંચે ચઢતું જાય છે.

ઘરમાં ઘણી ન્હાની ન્હાની વસ્તુઓ હોય છે, તેથી સુખ તથા આરોગ્ય માટે એ વિષે ધ્યાન આપવાની અત્યંત આવશ્યકતા છે. આરોગ્યને માટે સ્વચ્છતા એક મુખ્ય ચીજ છે. સ્વચ્છતાની જરૂર જેટલી મ્હોટી વસ્તુઓમાં નથી હોતી તેટલી ન્હાની વસ્તુઓમાં હોય છે. ઘર સ્વચ્છ રાખવું, કપડાં-લત્તાં સાફ રાખવાં, દિવાલો ઉપર કચરો રહેવા દેવો નહિ, કરોળીયાનાં જાળાં બાઝવા દેવાં નહિ. વાસણ વગેરે સફાઈદાર રાખવાં, કોઇ ઠેકાણે પાણી ભરાવા દેવું નહિ, ઇત્યાદિ ઇત્યાદિ બાબતો જોવામાં તો ઘણી જ ન્હાની ન્હાની જણાય છે; પરંતુ આરોગ્ય ઉપર તેની ઘણી જ અસર થાય છે. ઉપરની બાબતો ઉપર ધ્યાન આપવાથી મંદવાડ બાર ગાઉથી જ દૂર ન્હાસી જાય છે. જે હવા આપણા ઘરમાં આવે છે તે ઘણી જ ન્હાની વસ્તુ જણાય છે, કેમકે આપણે તેને જોઈ શકતા નથી તેમજ તેને વિષે વધારે જાણતા નથી; પરંતુ જો આપણા ઘરમાં પૂરતી હવા ન આવે તો આપણને પોતાની મૂર્ખાઇ તથા અસાવધાનીથી અવશ્ય હાનિ સહન કરવી પડશે. દુર્ગંધ રહિત સ્વચ્છ હવા ન આવવાથી ઘરમાં તાવને પ્રવેશ કરતાં બિલકુલ વાર લાગતી નથી, અને જો એક વાર તેણે ઘરમાં પ્રવેશ કર્યો તો પછી તેના પંઝામાંથી છુટવું ઘણું જ મુસ્કેલ થઈ પડે છે. તેથી સ્હેજ દુર્ગંધ અથવા અસ્વચ્છ હવા પણ ઘણી જ હાનિકારક થઇ પડે છે. કહેવાનો ભાવાર્થ એટલો જ કે ઘરમાં જેટલાં કામ હોય છે, તે જો કે જોવામાં તો ઘણાં જ ન્હાનાં જણાય છે પરંતુ તેનું પરિણામ ઘણું જ મ્હોટું આવે છે. એટલા માટે તે તરફ આપણે સંપૂર્ણ ધ્યાન આપવાની ઘણીજ જરૂર છે.

પિન કેટલી ન્હાની વસ્તુ છે પરંતુ જો તેને યોગ્ય રીતે પહેરવામાં ન આવે તો તે પહેરનાર મનુષ્યની મૂર્ખતા તથા બેદરકારી તરત જ જણાઇ આવશે. એવા મનુષ્યની કિંમત તરત જ અંકાઇ જાય છે. એક અંગ્રેજનો વિવાહ જે તરૂણ સ્ત્રી સાથે થવાનો હતો તેને એક દિવસ તેણે વિખરાયેલા વાળ તથા માથામાં પિન ખોસ્યા સિવાય બેઠેલી જોઈ લીધી. બસ, એ દિવસથી જ તેના હૃદયમાં આ વાત સજ્જડ પેસી ગઇ કે આ સ્ત્રી ઘણી જ બેદરકાર છે, ન્હાની ન્હાની બાબતો તરફ તેનું બિલકુલ ધ્યાન નથી, ને તેથી તેની સાથે લગ્ન કરવું એ ઠીક નથી.

એક વાર એક વેપારીએ કોઇ વર્તમાનપત્રમાં એક મહેતાજી માટે જાહેર ખબર આપી. જાહેર ખબર વાંચીને ઘણા ઉમેદવારોએ અરજી કરી. તે વેપારીએ સર્વ જણને એકી જ વખતે પોતાની દુકાન ઉપર બોલાવ્યા અને દરેક જણને એક એક પૈસાનું મીઠું પડીકામાં બાંધવાનું કહ્યું. સઘળા જણ પડીકાં બાંધી રહ્યા એટલે તે તેણે પોતાના ટેબલ પર મૂકાવ્યાં અને જે માણસે સૌથી સરસ પડીકું વાળ્યું હતું, તેને જ પસંદ કર્યો. તેણે એક ન્હાના કામ ઉપરથી જ તેની હુશિયારી જોઈ લીધી.

ન્હાની ન્હાની વસ્તુઓની બેપરવાઇ રાખવાથી મ્હોટું નુકસાન થાય છે અને મ્હોટાં મ્હોટાં કાર્યો નાશ પામી જાય છે. વહાણના તળીયામાં એક ન્હાનું સરખું છિદ્ર પડવાથી લાખો રૂપિયાનું વહાણ જોતજોતામાં પાણીમાં ગરક થઈ જાય છે. અંગ્રેજીમાં કહેવત છે કે 'ઘોડાના પગમાં નાળ ન હોવાથી તેનો પગ ભાંગી ગયો, પગ ભાંગી જવાથી ઘોડો જમીન પર ગબડી ગયો, ઘોડાના પડી જવાથી સરદાર પણ પડી ગયો, અને સરદાર પડતાની સાથે જ શત્રુઓએ ધસારો કરી

તેને પકડી લીધો અને મારી નાંખ્યો. સરદાર મરી જવાથી સઘળું ગયું.' જુઓ, એક ફક્ત લોખંડની નાળ ન હોવાથી કેટલું બધું નુકસાન થયું ? !

તે સિવાય લોકો કેટલીક વખતે કહ્યા કરે છે કે રહેવા દો, આટલું જ બસ છે, નકામા ઝઘડાઓમાં પડવાની શી જરૂર છે, એમ કહેવું ખરેખર નુકસાનકારક છે. એ પ્રમાણે કહેવાથી કેટલાએ માણસો ખરાબ થઇ ગયા, કેટલાંએ વહાણો ડૂબી ગયાં જેનો કંઇ-હિસાબ જ નથી. એ મુજબ કહેવું ખરેખર મૂર્ખાઇ ભરેલું છે. એ અસફળતાનું મુળ કારણ છે. ' એથી કામ ચાલશે ' એવા શબ્દો આપણે કદાપિ બોલવા જોઇએ નહિ. તથા જે કામ સર્વથી ઉત્તમ અને ઉપયોગી છે તે જ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આપણું એક સ્હેજ આળસ આપણા સર્વ કામને બગાડી નાખે છે. કોઇ વખતે સ્હેજ બેપરવાઈ કરવાથી આપણને સેંકડો રૂપિયાનું નુકશાન ખમવું પડે છે. અમારી સાથે બોર્ડિંગમાં એક વિદ્યાર્થી રહેતો હતો. તે હમેશાં બૂમો પાડતો હતો કે કોઇ મારી ઓરડીમાંથી મારી વસ્તુઓ ચોરી જાય છે. તેણે ઘણી ઘણી શોધખોળ કરી; પરંતુ બિલકુલ પત્તો લાગ્યો નહિં, તેથી તમામ માણસોએ તેને એવી સલાહ આપી કે તમે બજારમાંથી એક મજબૂત લોખંડની પેટી લઇ આવી તેમાં તમારી સઘળી વસ્તુઓ સાચવીને મૂકો. બિચારાએ તે જ દિવસે બજારમાંથી એક રૂ. ૧૦) ની મજબૂત પેટી મંગાવી પણ તેને વાસવા સારૂ એક રૂપિયાનું તાળું મંગાવવું ભૂલી ગયો. પરિણામ એ આવ્યું કે પુનઃ તે ચોરે લાગ મળતાં તેનો સઘળો સામાન ચોરી લીધો. જુઓ, તેની એક સ્હેજ આળસથી તેને કેટલું બધું નુકસાન ખમવું પડયું ? એ જ પ્રમાણે ઘણા લોકો ચાવીઓનું ઝુમખું બેપરવાઇથી

ગમે ત્યાં ફેંકી દે છે, અને જ્યારે કોઈ નોકર અથવા બીજો કોઈ લાગ ફાવતાં તેમનો માલ લઈને પલાયન થઈ જાય છે, ત્યારે હાથ ઘસતાં પસ્તાવા લાગે છે.

આપણા જીવનમાં હમેશાં જ એવી ઘટનાઓ થયા કરે છે. જે ઘરમાં ન્હાની ન્હાની વસ્તુઓની કદર કરવામાં આવતી નથી–તેમને સંભાળથી યોગ્ય ઠેકાણે ગોઠવીને મૂકવામાં આવતી નથી, તે ઘરનો અંત આવવાનો છે એમ સમજી લેવું. જે મહેનતુ છે તે જ ધનવાન થઈ શકે છે. મહેનતુ માણસ કદિ પણ કોઈ વસ્તુને નકામી જવા દેતો નથી. ન્હાની ન્હાની વસ્તુઓને પણ સંભાળથી સાચવી મૂકે છે.

જોવામાં કોઈ વસ્તુ ગમે એટલી ન્હાની હોય, પરંતુ આપણે જેટલું ધ્યાન મ્હોટી વસ્તુ ઉપર આપીયે તેટલું જ ધ્યાન ન્હાની વસ્તુઓ ઉપર પણ આપવું જોઈએ. દાખલા તરીકે એક પૈસો લ્યો. જોવામાં એ એક લગાર તાંબાનો કકડો છે; પરંતુ તે કેટલો ઉપયોગી છે, કેટલી વસ્તુઓ તેનાથી લઈ શકીએ છીએ તથા તેને યોગ્ય રીતે વાપરવાથી આપણને કેટલો બધો આનંદ પ્રાપ્ત થઈ શકે છે ? એક એક પૈસો કરવાથી રૂપિયો થઈ જાય છે. જો પૈસાની બેકદર કરીએ, એક આમ ફેંકીએ એક તેમ ફેંકીએ, એકની વળી સિગારેટ લઈએ, તો આપણી સઘળી આવક એવે રસ્તે જ ઉડી જશે; પરંતુ જો આપણે એક એક પૈસાને યોગ્ય રીતે વાપરીએ—થોડા સેવિંગ બેંકમાં મૂકીએ તથા થોડા વીમા કંપનીમાં ભરીએ તો કંઈ પણ કષ્ટ પડયા સિવાય ઘણી જ સ્હેલાઈથી આપણી જોઈતી જરૂરીયાતો પૂરી પડશે અને આપણને કોઈ પણ પ્રકારની ફિકર ચિન્તા રહેશે નહિ.

થોડું થોડું બચાવવાથી ઘણું એકઠું થઈ જાય છે. એક એક દાણાથી મ્હોટો ઢગલો થઈ જાય છે. પૈસા પૈસાથી રૂપિયો થઈ જાય

છે. એક એક પૈસો બચાવવાથી રૂપિયા ભેગા કરી શકાય છે. રૂપિયાથી સુખ, શાન્તિ તથા સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે; પરંતુ એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે પૈસા પ્રમાણિકપણાથી જ પ્રાપ્ત કરવા જોઇએ. પ્રમાણિકપણાથી પ્રાપ્ત કરેલો એક પૈસો બીજાએ આપેલા એક રૂપિયા કરતાં હજાર દરજ્જે સારો છે.

એક " ન્હાની સંગ્રહ પેટી " દ્વારા પણ કેવી મોટી રકમ બચાવી શકાય છે અને તેથી માણસ ભયંકર આફતના સમયે પણ તેમાંથી કેવી રીતે બચી શકે છે, તે વિષેની એક અસરકારક વાર્તા આ પછીના એક પ્રકરણ રૂપે આપી છે, તે ઉપરથી વાચકોને ન્હાની જણાતી વસ્તુ પણ કેટલી કિંમતી થઇ પડે છે તેનો ખ્યાલ આવશે.

જે માણસ પૈસાનો સદુપયોગ કેવી રીતે કરવો એ જાણતો નથી તે હમેશાં બીજાના મ્હોં સ્હામે જોયા કરે છે. તે પોતાનાં સ્ત્રી તથા સંતાનોને એક રોટલાના કકડા માટે રસ્તે રસ્તે રઝળતાં કરે છે, પરંતુ જે પૈસાને ઉત્તમ રીતે વાપરે છે તે હમેશાં આનંદમાં મગ્ન રહે છે. તેનાં સ્ત્રી તથા સંતાનો સારૂં સારૂં ખાય છે અને સારાં સારાં વસ્ત્રો પહેરે છે તથા સારી કેળવણી પ્રાપ્ત કરે છે. તેઓને કદાપિ ભુખ, તરસ તથા ગરમી ઠંડીનું દુઃખ સહન કરવાનો પ્રસંગ આવતો નથી.

એટલા માટે પૈસો જોવામાં ભલે ન્હાનો હોય, પરંતુ તેની શક્તિ ઘણી જ મ્હોટી છે. ઇંગ્લાંડમાં એવી ઘણી સોસાયટીઓ છે કે જેમાં દરરોજ ફક્ત એક જ પૈસો ભરવાથી મ્હોટી મ્હોટી રકમો મળે છે. જેવી રીતે જો કોઇ ૩૦ વર્ષની ઉંમરનો માણસ ૬૦ વર્ષની ઉમર સુધી દરરોજ એક એક પૈસો ભરે જાય તો તેના મૃત્યુ પછી તેના કુટુમ્બને રૂ. ૧૦૦) મળે, પછી ભલેને તેનું મૃત્યુ કાલે જ કેમ થતું નથી. જો કોઇ ૧૬ વર્ષની ઉંમરનો માણસ પોતાની જીંદગી પર્યંત

દરરોજ એક એક પૈસો આપે જાય તો તેના મરણ પછી તેના વારસોને રૂ. ૩૦૦) મળે. જો કોઈ માણસ પોતાના સંતાનના જન્મ દિવસથી જ દરરોજ એક એક પૈસો ભરવા માંડે તો ૧૪ મા વર્ષે તેને રૂ. ૧૦૦) મળે.

પૈસાની શક્તિ કંઈ જેવી તેવી નથી. જુઓ, એક એક પૈસાથી સહાયક ફંડ કેટલું કામ કરે છે. એક એક પૈસો લઈને સેંકડો રૂપિયા આપે છે તોપણ ઘણો નફો મેળવે છે.

પૈસાની માફક જ મિનિટ તથા સેકંડની કિમ્મત ગણો; એક સેકંડ પણ કદાપિ નકામી ગુમાવો નહિ. જરૂરની વખતે એક સેકંડ પણ ઘણું કામ આપે છે. ધારો કે તમારે કોઈ ગામ જવું છે અને તમે રેલ્વે સ્ટેશનપર પહોંચ્યા એટલામાં ગાર્ડે સીટી વગાડી તથા લીલી ધ્વજા દેખાડી દીધી. બસ, એક સેકંડમાં જ ગાડી ઉપડવાની છે. જો એ વખતે તમે એક સેકંડનો પણ વિલંબ કરો તો તમારાથી ગાડીમાં બેસી શકાય નહિ. સમય ઘણો અમૂલ્ય છે. જે વખત ચાલ્યો જાય છે તે પુનઃ કદાપિ પાછો આવતો નથી. શું પૈસા કે શું સેકંડ, સંસારમાં કોઈ વસ્તુ પણ નકામી નથી. ન્હાનામાં ન્હાની પણ ચીજ કામની છે. ગમે તો ઘણી જ ન્હાની વસ્તુ હોય પણ જરૂર પડતાં તે ન હોય તો અત્યંત આપદા ખમવી પડે છે. ધારો કે આપણા કોટનું બટન તૂટી ગયું. આપણને ઑફિસમાં જવું છે, પરંતુ સોય જડતી નથી. કોણ જાણે આપણે ક્યાં મૂકી દીધી છે. જુઓ, સોય કેટલી ન્હાની વસ્તુ છે, પરંતુ તે પણ જરૂરની વખતે ન મળતાં કેટલી બધી આપદા ભોગવવી પડે છે, અથવા આપણે દિવાસળીની પેટી બેપરવાઈથી ક્યાંક મૂકી દીધી. અડધી રાત્રે આપણે સૂઈ રહ્યા હોઈએ અને આપણને કંઈક બ્હીક જેવું જણાય, પરંતુ જો એ વખતે પાસે

દિવાસળીની પેટી ન હોય તો આપણાથી દીવો સળગાવી શકાય નહિ. એ વખતે રૂપિયા કંઈ કામમાં આવતા નથી, કેમકે બજાર બંધ થઈ ગયું છે, સર્વત્ર અંધકાર ફેલાઈ રહ્યો છે, દરેક જણ સૂઈ રહ્યા છે. દિવાસળી વિના દીવો સળગાવી શકાતો નથી; પરંતુ પેટી જડતી નથી. એ વખતે ગભરાટનો કંઈ પાર રહેતો નથી. જો એક રૂપિયો આપતાં પણ દિવાસળીની પેટી કોઈ આપે, તો ખુશી થઈને લઈ લઈએ.

એટલા માટે કોઈ પણ વસ્તુને આપણે નજીવી ગણવી જોઈએ નહિ. દરેક વસ્તુને સંભાળપૂર્વક મુકરર કરેલા સ્થાન પર મૂકવી જોઈએ તથા તેનો સદુપયોગ કરવો જોઈએ.

## પ્રકરણ ૧૦ મું.

## ન્હાની સંગ્રહ પેટી.

**કરકસરથી બચાવેલું ધન નવું પેદા કર્યા બરાબર જ છે.**

કિશોરલાલ મુંબાઈના એક મોટા કારખાનામાં નોકર હતો. તે બાવીસેક વર્ષનો યુવાન હતો: પરંતુ પોતાની જ હોંશિઆરીથી તેણે ચાળીશ રૂપીયાના માસિક પગારની જગો મેળવી હતી. તેનો બાપ તો તેને બચપણમાં મૂકીને જ મરણ પામ્યો હતો અને તેની મા પણ બેએક વર્ષ ઉપર તેનું લગ્ન કર્યા પછી તરત જ કોઈ લાંબી મુદતના અસાધ્ય રોગનો ભોગ થઈ પડી હતી. તેની સ્ત્રીનું નામ કમળા હતું, અને તે એક સામાન્ય કુટુંબમાં ઉછરેલી હતી. કમળા પતિને ત્યાં

આવી ત્યારે અઢાર વરસની હતી; પરંતુ એટલી નાની ઉંમરમાં તેણે પોતાના પીઅરમાં પ્રાપ્ત કરેલું કરકસરપણું, સુનીતિ વગેરે સદ્‌ગુણોએ તેને એટલી તો મોટી મદદ કરી કે મુંબાઈ પતિગૃહે આવતાં તેના ઘરનું સઘળું કામકાજ ઉપાડી લેવામાં તેને જરા પણ મહેનત કે અગવડ પડી નહિ.

એટલું વળી ઠીક થયું કે કિશોરલાલને કમળા જેવી સ્ત્રી મળી. કારણ એને તો–એ એકલો હતો ત્યારે પણ–પોતાના પગારમાંથી એક પાઈ પણ બચાવવી મુશ્કેલ થઈ પડતી હતી.

થોડા વખતમાં જ પોતાના પતિની આવા પ્રકારની ખામી કમળાના જાણવામાં આવ્યા વિના રહી નહિ. કિશોરલાલ પોતાનો બધો પગાર દરમાસે ખરચી નાખે છે એમ જાણવામાં આવ્યાથી જ તેને મનમાં ક્ષોભ થવા લાગ્યો; કારણ કે તે જાણતી હતી કે સઘળા દિવસ કાંઇ એક સરખા જતા નથી. આથી મુંબાઈ જેવા શહેરમાં પતિ પત્નીમાંથી એકાદની પણ પ્રકૃતિ દૈવવશાત્ જો બગડે તો તેવે વખતે ભારે મુશિબત નડે. કદાપિ પ્રભુ કૃપાએ શરીર આરોગ્ય રહે તો પણ થોડા વખત પછી વખતે પોતાના કુટુંબમાં વૃદ્ધિ થવાનો પણ સંભવ હતો, અને વખતે પોતાના પતિની નોકરી આવા ખાનગી ખાતામાંથી બંધ થાય અથવા થોડા વખતને માટે અટકે, એવો પણ ભય હતો જ. આવે સમયે કાંતો ખરચ વધે અથવા આવક બંધ અગર ઓછી થાય; અને તેથી પગારમાંથી કાંઈ પણ બચાવી રાખ્યું ન હોય તો તે વખત મહા વિપત્તિ આવી પડવાની ધાસ્તી થાય !

આ ઉપરથી તેણે એક દિવસ ફેરિયા પાસેથી એક નાની ટીનના પતરાની બનાવટીની પેટી—નાનાં છોકરાના રમકડા જેવી—વેચાતી લીધી અને કિશોરલાલની ઘરમાં આવતાં જ તેના ઉપર નજર પડે એવી જગ્યાએ તે મૂકી.

"કેમ આ શું લીધું છે ?" સંધ્યાકાળે કિશોરલાલ ઘેર આવ્યો અને તેણે મેડીમાં પેસતાં જ કમળાને પૂછ્યું.

"માળામાં આ નાનું સરખું રમકડું વેચાવા આવ્યું હતું તે–" કમળાએ મોં મલકાવી જવાબ દીધો.

"પણ એનું તું કરીશ શું ?" તેણે ફરીથી પૂછ્યું.

"હા. હું જરા દાખલા સાથે બતાવું છું," તે પત્ની સ્મિત કરી બોલી, "ગજવામાં એકાદ પૈસો પડયો છે ?"

કિશોરલાલે એક પૈસો કાઢીને આપ્યો. કમળાએ તે લઇ પેટી ઉપરના પૈસા નાંખવાના એક નાના કાણામાંથી અંદર નાંખી દીધો.

કિશોરલાલ ખડખડાટ હશી પડયો.

"ઓહો ! હવે તો તું પૈસા ભેગા કરવા મંડી. કેમ કંજુસાઈ એ સદ્‌ગુણ છે કે ?"

"ના. ના–પણ કરકસર તો છેજ. અને જો તમને બહુ અગવડ કે અડચણ ન હોય તો દરરોજ સવારમાં આ પ્રમાણે કરવાનું તમને હું પુછવાની હતી."

"હેં ! દરરોજ આમાં એકેક પૈસો નાંખવો ?"

"હા. મને નથી લાગતું કે એમાં તમને બહુ હરકત પડે."

"ના, ના; અકેકો પૈસો નાંખવો એમાં હરકત શાની પડવાની હતી ?–એક પૈસો કાંઈ બહુ મોટી રકમ નથી. પણ આ પ્રમાણે જે રૂપીઆનો ઢગલો એકઠો થશે એનું શું કરવું ધાર્યું છે, તે તો કહીશને ?"

"હા, તંગીને વખતે તે કામમાં આવે."

કિશોરલાલ પાછો હશી પડયો.

"આમ દરરોજ અકેકા પૈસા લેખે વર્ષ આખરે કેટલો સંગ્રહ થશે ?"

કમળાએ ગંભીરાઇથી જવાબ દીધોઃ "વર્ષ આખરે દરરોજ એકેકા પૈસા લેખે લગભગ છ રૂપીયા જેટલી રકમ થાય. કેમ ખરૂંને ?"

"હવે, ચાલ; ગમે તે થાય. હિસાબ મરવા દે! આખો દહાડો એની એજ ભાંજગડ ઓફિસમાંએ કરવી જ પડે છે અને ઘેર પણ એનું એ ?"

"પણ આમ કરવામાં તો તમને કાંઇ પણ વાંધો નથી જ ?"

'ના રે ના. જરાએ નહિ. એક પૈસામાં શું છે તે હું ના કહું. વળી તું ઓછી જ નાંખી દે છે! આ તો બચાવવાની વાત છે. મારે પણ કબૂલ કરવું જ પડે છે કે એ ડહાપણ ભરેલી અને ઉપયોગી યોજના છે. પણ તું જાણે છે જ તો, કે મારૂં મગજ એવી વ્યથાઓમાં ઉતરતાં જ કંટાળે છે."

"હા. એતો ખરૂં જ છે." કમળાએ જરા હસીને જવાબ દીધો.

આ યુવાન પત્નીએ શરૂ કરેલી યોજના બરોબર અમલમાં આણી. ધારેલું કામ શરૂ કરીને પછી થોડા જ દિવસમાં પડતું મૂકે, એ દુર્ગુણ જે ઘણા મનુષ્યોમાં જોવામાં આવે છે, તેના પંઝામાંથી એને નાનપણના સુશિક્ષણ અને અનુભવે બચાવી લીધી હતી. આ બાબતમાં પોતાની ધારણા તદ્દન સારી અને ઉપયોગી છે એમ નિશ્ચય કર્યા પછી જ તે તેણે શરૂ કરી હતી; અને શરૂ કર્યા પછી તે પોતાનો ઉત્સાહ મંદ થવા દે અથવા પોતાની યોજના પૂર્ણ રીતે અમલમાં ન આણે એવી તેની પ્રકૃતિ ન હોવાથી, તે તેમાં ઘણી સારી રીતે ફતેહ પામી.

દરરોજ તે પોતાના પતિ પાસેથી એક પૈસો લેતી અને પેટીમાં નાંખતી. વખતે છુટો પૈસો ન હોય તો ઢબુ પણ નાંખવાને ચૂકતી નહિ. ક્વચિત્ ક્વચિત્ ઘરમાં પૈસા થઇ રહ્યા હોય તે વખતે તે એ

આની અગર પાવલી પણ પેટીની અંદર નંખાવતાં આંચકો ખાતી નહિ. અને જ્યારે કિશોરલાલ જરા વાંધો કાઢવા જેવું કરે ત્યારે હસતે મોંએ એવું કાંઈ કાંઈ બોલતી કે એનો બધો વાંધો સત્વર ઉડી જતો.

કોઇ કોઈ વાર કિશોરલાલ તેની સંગ્રહ પેટી અને કંજુસાઇની મજાક કરતો, પણ એ બધું એ હસતે મોંએ જવાબ દીધા વિના સહન કરતી. આથી કિશોરલાલ શાંત પડતો અને દરરોજ પેટીમાં પૈસા પડવામાં કશી અડચણ આવતી નહિ. વળી ખરી રીતે આમ એક પૈસો જ કમળાના આ સંગ્રહમાં પડતો નહોતો. કિશોરલાલ તેને લૂગડાં વગેરેને માટે સારી રકમ પ્રતિવર્ષ આપતો હતો; કમળા પોતાનાં તથા પતિનાં લૂગડાં હાથે જ શીવતી, અને તેથી તે ઘરમાં ઘણે થોડે ખરચે લૂગડાંલત્તાંનું સઘળું ખર્ચ પતાવીને બનતી રકમ બચાવી તે રકમ પણ સંગ્રહ પેટીમાં તે નાખતી.

આ સઘળી કરકસર ઉપરથી હિસાબ ગણતાં તેને જણાયું કે; 'હું પણ દરરોજના પૈસા જેટલી વાર્ષિક રકમ આ સંગ્રહમાં ઉમેરી શકીશ'—પરંતુ આ સઘળું કિશોરલાલને નહિ જણાવતાં, કોઇક વખત પોતાના સંગ્રહની એકઠી થયેલી રકમથી તેને આશ્ચર્ય પમાડવાનો નિશ્ચય કર્યો.

દર માસની છેલ્લી તારીખે આ ટીનની પેટી ખાલી કરવામાં આવતી. અને કમળા તેમાંના એકઠા થયેલા સંગ્રહને પોષ્ટ ઑફિસની સેવિંગ્સ બેન્કમાં સાધારણ વ્યાજે મૂકી આવતી. આ રકમમાં પોતાનો પતિ જે તેને હાથ ખરચીને માટે વારંવાર નાની મોટી રકમો આપતો તે તથા એવી બીજી પરચુરણ મળીને જ્યાં સારી રકમ થતી કે, કમળા જેનામાં કામકાજની સારી માહિતી તથા હોંશિયારી હતી, તે વધારે સારૂં વ્યાજ ઉપજે એવી રીતે તે સંગ્રહિત થયેલાં નાણાંની વ્યવસ્થા

કરેલી. આ પ્રમાણેની તેની ગોઠવણ વિષે તો તેનો પતિ તદ્દન અજ્ઞાત જ હતો. તે એક આનંદી, બેદરકાર, ને ભલો માણસ હતો, અને આવતી કાલની વાત તે વખત થઈ રહેશે એમ માની ભવિષ્ય વિષે જરા પણ વિચાર દૃષ્ટિ ફેંકયા સિવાય વર્તમાનમાં જ નિરાંતે મઝા મારી લેવી, એવી જ વૃત્તિઓ તેનામાં દૃષ્ટિગોચર થતી.

આમને આમ આઠેક વર્ષ–નિરાંત, સુખ અને આરામમાં વહી ગયાં ! તબિયત સુખ શાંતિમાં રહેતી હતી અને બંનેનો પ્રેમ પરસ્પર એવો ને એવોજ સુદૃઢ હતો. કમળાને કાંઇ પણ ફરજંદ થયું નહતું, તેમ તે બાબતની–સામાન્ય જનમંડળમાં જોવામાં આવે છે એવી જરા પણ ચિંતા આ પતિપત્નીને હતી નહિ, અને જો કે કિશોરલાલનો પગાર પચાસ રૂપીયા થયો હતો તોપણ–તેને માથે કાંઇ પણ દેવું થયું નહતું તેમ–તેની પાસે કાંઇ પણ પૈસા એકઠા થયો નહતો. આઠ વર્ષની આખરે હિસાબની ચોપડી જોતાં આઠ પાઇ સીલાક રહેલી માલૂમ પડી.

" આહા ! સરભરજ ચાલ્યું આવતું લાગે છે ને ? " તેણે કમળા તરફ હસતે મોંએ ફરીને કહ્યું. " હજી હું દેવામાં ઉતર્યો નથી એટલો તો હોંશિઆર છું જ. પણ તેં તો કદાચ મોટી રકમ એકઠી કરી હશે ! "

" કેટલી મોટી ? " તે પત્નીએ પૂછ્યું.

" હેં ! વખતે સોએક રૂપીયા પણ હોય ! પણ સો રૂપીયા એકઠા કરવાને પૈસા તો બહુ જ જોઇએ.

કમળાએ મ્હોં મલકાવ્યું, પરંતુ તેણે આ બાબતનો જરાએ ખુલાસો કરવાની વૃત્તિ બતાવી નહિ.

આમને આમ સરભર ખાતું વળી બીજાં ત્રણેક વર્ષ ચાલ્યું. એવામાં

સને ૧૮—નું શેર સટ્ટાની ગાંડાઈનું વર્ષ આવી પહોંચ્યું ! આ વખત જેમની સ્મૃતિમાં હશે તેમને તો ખબર જ છે કે દરેક ધંધાને તથા દરેક પ્રકારના કારખાનાને તે વખતે સખ્ત ધોકો લાગ્યો હતો, અને એમાં કિશોરલાલના કારખાનાને પણ આ અસાધારણ વ્યાપારની "મંદી" ની અસર થઈ.

એક સાંજે, તે ખરેખરો વિચાર નિમગ્ન ઘેર આવ્યો. આવું ચિંતાશિલતાનું ચિહ્ન તેના ચહેરા ઉપર ક્વચિતજ જોવામાં આવતું.

કમળાને વખતની બારીકીની ખબર હતી, અને પોતાના પતિના ધંધાને પણ આવા હાડમારીના સમયમાં સખત જોખમ લાગશે એમ પણ તે ધારતી હતી.

"શું છે? કાંઇ નવુંજુનું થયું છે કે શું?" તેણે જરા સ્મિત કરીને પૂછ્યું.

"હા. જરા એમ છે ખરૂં. આપણે વધારે કરકસરથી ખર્ચ કરવું પડશે."

"કારખાનામાં ધંધાને કાંઇ જોખમ લાગ્યું લાગે છે!"

"હું તો ધારૂં છું કે થોડા વખતમાં ધંધાને એક જબરો ધક્કો લાગશે. હમણાં થોડાક વખત સુધી મને અડધો પગાર જ મળશે; તે પણ વખત જતાં બંધ થવાની વકી છે. તને ખબર નહિ હોય કે બધી જાતના કામને 'શેર મેનિયા' ( શેરની ગાંડાઈ ) થી કેટલું નુકસાન થયું છે?"

"હા; મને એ બધી બાબતની ખબર છે." કમળાએ સ્વસ્થ ચિત્તથી જવાબ દીધો: "હું પેપરો બરાબર વાંચું છું, એટલે આવા પ્રકારની વાત લક્ષ બહાર જતી રહેવાનો સંભવ ઘણો જ થોડો છે, અને હું પણ કારખાનાને વહેલું મોડું પણ જોખમ લાગશે એમ ધારીને જ બેઠી હતી."

" ત્યારે તને લાગે છે કે આપણે આપણું ખર્ચ અર્ધું કરી શકીએ. " કિશોરલાલે અનિશ્ચિત અવાજથી પૂછ્યું.

" હા; હું ધારૂં છું કે તેમ કરવું મુશ્કેલ નથી. આપણાં બન્ને જણને પૂરતાં કપડાં છે એટલે એકાદ વર્ષ સુધી તો એક પણ નવું કપડું લીધા સિવાય ચાલશે. આથી જાણે એક મોટું ખર્ચ તો ઓછું થશે જ અને પછી જાણે-તમે વખતો વખત મારે માટે કાંઇ સારી નવી નવી વસ્તુઓ જૂઓ છો અને તે લાવો છો એ બંધ કરશો એટલે આપણે સાદાઇથી સારી રીતે રહી શકીશું, અને સ્વાદિષ્ટ ખોરાક પાછળ કંઇક ખર્ચ ઓછું કરીશું, એટલે તમારા અર્ધા પગારમાં જ ખર્ચ નભી રહેશે. વળી સાદા ખોરાકથી શરીર પણ વધારે તંદુરસ્ત જ રહેવાનો સંભવ છે. "

" તું પણ જબરી હિસાબી મગજવાળી છે, હો ! " કિશોર-લાલે મનમાં વધારે સ્વસ્થતા પામી કહ્યું: " તેં કહ્યું એ ઉપરથી તો એમ જ લાગે છે કે અર્ધા પગારથી કામ ચલાવી લેવું તે એટલું બધું અઘરૂં નહિ થઇ પડે. હમણાં તો ચાલશે જ પણ—" તેણે પાછું વિચારમય મુખમુદ્રાથી કહ્યું:—" પણ પછી જો કદાચ કામ સમૂળગું બંધ પડે તો શું કરીશું ?—એમ થાય તો તો, મને પણ નથી લાગતું કે તું આપણું ખર્ચ પગાર સિવાય જ ચલાવી શકે. "

" ના, ના; એટલું બધું કરવું એ મારી શક્તિની બહાર જ છે. " કમળાએ હસીને ઉત્તર આપ્યો:-" પણ એમ થાય તોપણ વિશેષ ચિંતાનું કાંઇ કારણ નથી. તમે આપણી સંગ્રહ પેટી ભૂલી ગયા ? "

" ખરે ! એ તો મને સાંભરી જ નહિ. " કિશોરલાલે કહ્યું: " પણ તોયે શું થયું ? એથી તો બહુ થાય તો વળી એકાદ મહિનો ખેંચી કઢાય !

કમળાએ મોં મલકાવ્યું.

" પણ તમે શાથી જાણ્યું કે એકાદ મહિનામાં પાછું કારખાનું થાળે નહિ પડે ? "

" હા. એ તો ખરૂં છે; " કિશોરલાલે કહ્યું: " મને પણ લાગે છે કે એકાદ મહિનામાં તો પાછું બધું ઠેકાણે પડશે. એટલે હવે એ બાબત હાલ વધારે મિથ્યા ફિકર કરવાની કાંઇ પણ જરૂર નથી ! "

પણ તેના ફિકર આખર ખરી ઠરી ! એકાદ માસમાં તો સઘળાં કારખાનાં બંધ થઈ ગયાં અને માણસોને અર્ધો પગાર પણ મળતો અટકી પડયો. સઘળા નોકરોને થોડા વખતને માટે તો ઘેર જ બેસવું પડ્યું !

જો કે આમ થશે એવી તેને ધાસ્તી હતી તોપણ જ્યારે તે પ્રમાણે તાદૃશ થયું ત્યારે કિશોરલાલ પાછો નિરાશ અને ચિંતાશીલ થઇ ગયો. તેણે કમળાને આ વિપત્તિની સર્વ હકીકત કહી સમજાવી. " અને વળી તેમાં સહુથી મોટું દુઃખ એ છે કે આવતા શિઆળા સુધી કામ ફરીથી ઉઘડે એમ લાગતું નથી. " તેણે નરમ ચહેરે કહ્યું.

" પણ તમને ખાત્રી છે કે શિઆળામાં કામ પાછું શરૂ થશે જ ? " તેની પત્નીએ પૂછ્યું.

" હાસ્તો. ત્યાં સુધીમાં તો કામ ફરીથી શરૂ થવું જ જોઇએ. પણ આપણે ત્યાં સુધીમાં–પાંચ છ મહિના શું કરવું, એ બાબતની મને કાંઈ પણ સમજણ પડતી નથી. "

" પણ મને સમજણ પડે છે. " કમળાએ શાન્ત મુખાકૃતિથી ઉત્તર દીધો.

" તને ? " તેનો પતિ આશ્ચર્યથી બોલી ઉઠયો.

" હા. તમારી વાર્ષિક ઉપજ છસેં રૂપિયા કરતાં તો વધારે હતી જ નહિ, એટલે મને લાગે છે કે આપણે અઢીસો રૂપીઆમાં છએક મહિના તો સારી રીતે ચલાવી શકીશું જ. "

" હા, હા; એ તો નક્કી જ છે. પણ એટલા બધા રૂપિયા લાવવા ક્યાંથી ? દેવું કરવાનો તો મારો વિચાર જ નથી; અને કદી તેમ કરવાનું ધારૂં તોપણ મને રૂપિયા ધીરે કોણ ? "

"સારે ભાગ્યે તેમ કરવાની કાંઈ પણ જરૂર નથી." કમળાએ જવાબ દીધો, "તમે પાછી આપણી નાની સંગ્રહ પેટી ભૂલી ગયા લાગો છો."

" પણ એમાંના પૈસાના અઢીસેં રૂપિયા થયા છે ? " કિશોરલાલે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

" હા. અને બીજા છસેં રૂપિયા. "

" તું મશ્કરી કરે છે ! "

" જરા ઉભા રહો એટલે તમારી ખાત્રી કરી આપું. "

કમળાએ પોતાની પેટી ઉઘાડી અંદરથી એક બે બંકની ચોપડીઓ કાઢી લગભગ નવસે રૂપિયા જેટલી રકમ કિશોરલાલને બતાવી.

" હેં ! ખરૂં કહે છે કે તું પીએરથી કાંઇ સારી રકમ નહોતી લાવી ? " તેણે પૂછ્યું, " ખરે ! નિત્યના અંકા પૈસાથી તો આટલી મોટી રકમ એકઠી નહિ જ થઈ શકી હોય ? "

" ના; પણ નિત્યના બે પૈસા અને વખતો વખતની નાની મોટી વધારાની રકમોના સંગ્રહનું જ આ ફળ છે. મને લાગે છે કે હવે તો આપણે છએક મહિના ખેંચી કાઢી શકીશું, કેમ ખરૂં કની ? " કમળાએ આંખોના મસ્તીખોર ચાળા કરીને હશી પડતાં કહ્યું.

" ખરેખર ! આ સઘળું તારા ડહાપણનું અને શાણપણનું જ ફળ છે ! " કિશોરલાલે આભારની દૃષ્ટિથી તેની સામું જોઈ જવાબ દીધો.

કિશોરલાલવાળું કારખાનું વસંતઋતુમાં પાછું ઉઘડયું. કામ તાજું થઈ બરોબર ચાલવા લાગ્યું, અને તેનો પહેલાનો પગાર પાછો તેને મળવો શરૂ થઇ ગયો. કમળાના સંગ્રહમાંથી બે તૃતિયાંશ હજી

બાકી હતો, અને હવે પછીથી કિશોરલાલ પણ તેમાં વધારો કરવાને કમળા કરતાં કાંઇ ઓછો ઉત્સુક નહતો.

પેલી નાની સંગ્રહ પેટી હજી પણ એની એ જગોએ છે અને નિત્યનો પૈસો એ પૈસા લેવાને ચૂકતી નથી. ઉપરાંત વળી કિશોરલાલ પણ પ્રતિમાસે તે સંગ્રહમાં પોતાના પગારમાંથી દસ રૂપિયાની રકમ ઉમેરતો રહે છે અને કમળાને થોડા વખત ઉપર થયેલાં એ બાળકો—એક પુત્ર અને એક પુત્રી—નાં ભવિષ્યનાં ખર્ચો પણ તેમાંથી ઘણી સારી રીતે નીકળી જશે એમ આશા રાખી શકાય છે.



## પ્રકરણ ૧૧ મું.

## સ્વામી અને સેવકનો સંબંધ.

૧. શ્રમથી ધન ઉત્પન્ન થાય છે, કરકસરથી વધે છે અને સંભાળીને રાખવાથી સુરક્ષિત રહે છે. જે માણસ પોતાનું કાર્ય શ્રમથી કરે છે, પણ સંભાળીને કરતો નથી તે એક હાથે કમાય છે અને બીજે હાથે ફેંકી દે છે.

૨. ધન એકઠું કરવું એ આપણા અધિકારમાં છે. જો આપણે બુદ્ધિપૂર્વક ખર્ચ કરીએ તથા સંયમનો અભ્યાસ પાડીએ તો અવશ્ય આપણે ધનવાન થઈ શકીએ એટલી શક્તિ આપણામાં રહેલી છે.

૩. કોઈ કોઈવખતે મુસ્કેલમાં મુસ્કેલ માર્ગ દ્વારા જ સફળતા પ્રાપ્ત થાય છે. —વિદ્વાનોનાં વાક્ય.

× × × × ×

સ્વામી પોતાના સેવકોની દુષ્ટ આદતો કેટલેક અંશે સુધારી શકે છે, તેમને દૂરદર્શીતા તથા કરકસરનો પાઠ શિખવાડી શકે છે. જો કે મજુર કારીગર એવું ઇચ્છતા નથી કે કોઇ તેમના સંરક્ષક થાય, પરંતુ જો કોઇ તેમને મદદ કરે તો તેમાં તેઓને કંઈ શંકા પણ આવતી નથી. અમે પાછલા પ્રકરણોમાં જ દર્શાવી ગયા છીએ કે જૂદી જૂદી વ્યકિત પણ ઘણું કરી શકે છે. તે કરકસરનો અભ્યાસ પાડી શકે છે તથા પોતાની આવકમાંથી થોડું થોડું જરૂરીયાતને માટે બચાવી શકે છે, પરંતુ એ પ્રમાણે કરવા સારૂ તેને ઉત્સાહ, સહાયતા તથા સહાનુભૂતિની અત્યંત આવશ્યકતા છે.

પોતાના નોકરો પ્રતિ યથાશક્તિ પ્રેમ તથા સહાનુભૂતિ રાખવાનું અને હમેશાં તેઓની ઉન્નતિ કરવા સંબંધી વિચાર કરવાનું કામ શેઠનું છે. એ તેમનું મુખ્ય કર્ત્તવ્ય છે. એમાં ખર્ચ બિલકુલ થતું નથી અને લાભ ઘણો થાય છે. જે નોકરની સાથે એ પ્રમાણે વ્યવહાર રાખવામાં આવે છે તે પોતાના શેઠને માટે પ્રાણ સુદ્ધાં આપવાને તૈયાર થઈ જાય છે.

નોકરો ઘણું ખરૂં ઓછી અક્કલના હોય છે. કેળવણીના અભાવથી તેઓમાં વિચાર કરવાની શક્તિ થોડી હોય છે, તેઓ પોતાનો લાભ અથવા નુકસાન જોઈ શકતા નથી. ગમે તેમ ખર્ચ કરી નાંખે છે. પોતાનો નોકર બીડી–સિગારેટ તો પીતો નથી, દારૂની દુકાનમાં તો જતો નથી, આમ–તેમ રખડયા તો કરતો નથી, ઈત્યાદિ ઈત્યાદિ બાબતો ઉપર શેઠે ખાસ ધ્યાન આપવું જોઇએ. જો તે એ પ્રમાણે કરતો હોય તો તેને એવી રીતે મનાઈ કરવી જોઇએ કે જેથી તેના હૃદયમાં શેઠની તરફથી ભય અથવા અરુચિ ઉત્પન્ન ન થાય, પણ પ્રેમ તથા પ્રતિષ્ઠાના અંકુરો જામી જાય. તેઓને સંયમ તથા દૂરદર્શિપણાનો

અભ્યાસ કરાવવાને માટે સેવિંગ બેંકો તથા દરરોજ એક એક પૈસો ભરવાની બેંકો સ્થાપવી જોઇએ, સહાયકારી સભાઓ સ્થાપિત કરવી જોઇએ, તથા કોઈ કોઈ વખતે લેખો તથા ભાષણો દ્વારા તેઓને રૂપિયાનો સદુપયોગ કરતાં શિખવાડવું જોઇએ, જેથી તેઓ પોતાની આવક કુમાર્ગે વ્યર્થ ગુમાવી નાંખે નહિ. જે કારખાનાના માલિક પોતાના નોકરોની સાથે એ મુજબ વર્તે છે, તેમનું કારખાનું દિનપ્રતિદિન ઉન્નતિ પામતું જાય છે, કેમકે કારખાનાની ઉન્નતિ કરવી એ નોકરોના હાથમાં હોય છે. એ કારખાનાના નોકરો બીજા કરતાં ઓછી મજુરી લે છે અને અધિક કામ કરે છે. તેમના હૃદયમાં પોનાના શેઠ પ્રત્યે એક જાતનો પવિત્ર પ્રેમ ઉત્પન્ન થાય છે અને તેઓ કારખાનાને પોતાનું જ કારખાનું ગણી ઘણા જ ઉમંગથી કામ કરે છે. તેઓ હડતાલનું કદિ નામ નિશાન પણ દેખાડતા નથી.

ઈંગ્લાંડ વગેરે દેશોમાં એવાં અનેક ઉદાહરણો મળી આવશે પરંતુ ભારતવર્ષમાં અત્યારે એવાં ઉદાહરણોની ઘણી જ અછત છે. અહિંયા સ્વામી અને સેવક વચ્ચે કંઇ સંબધ જ જણાતો નથી. સ્વામીને સેવકથી સહાનુભૂતિ નથી, તેમ જ સેવકને સ્વામી ઉપર પ્રેમ અથવા પ્રીતિ નથી. દરેક જણને પોતપોતાની ફિકર પડી છે. શેઠ ઇચ્છે છે કે જ્યાં સુધી અને જેટલું કામ લઈ શકાય ત્યાં સુધી નોકર પાસેથી લઉં—ચાર પૈસાનું કામ એક પૈસામાં કરાવી લઉં, નોકર ઇચ્છે છે કે જેટલી ઓછી મહેનત કરવી પડે તેમ કરૂં અને એક પૈસાની મજુરીના ચાર પૈસા મારી ઠોકીને લઉં. ગમે તો નોકર ભૂખે મરી જતો હોય, ગમે તો તેને ઉધરસ થઇ હોય કે તાવ આવતો હોય, પરંતુ શેઠની ઇચ્છા તેને છોડવાની થતી નથી અને ગમે એટલું જરૂરતું કામ ન હોય પરંતુ નોકરની ઇચ્છા તે કરવાની થતી નથી.

કહેવાનો ભાવાર્થ એટલો જ કે અહિંયા સ્વામી અને સેવકનો કંઇ સંબંધ જ નથી, અને તેથી આપણા કામમાં ઘણી અડચણ પડે છે. દરરોજ નવા નવા ઝગડા ઉભા થાય છે. સ્વામી સેવકનો સંબંધ કેવળ રૂપિયાનો જ ન હોવો જોઇએ. બન્ને વચ્ચે પ્રેમ તથા સહાનુભૂતિ હોવાં જોઇએ. પોતાના કુટુમ્બીજનો પર પ્રેમ રાખો, પોતાના પાડોશીઓ પર પ્રેમ રાખો, પોતાનાં સગાંસંબંધીઓ પર પ્રેમ રાખો, પોતાના દેશબંધુઓ પર પ્રેમ રાખો, મનુષ્ય માત્ર પર પ્રેમ રાખો તથા પ્રાણી માત્ર પર પ્રેમ તથા સ્નેહ રાખો, એ પ્રમાણે આપણે ધીમે ધીમે પ્રેમની સીમા વધારવી જોઇએ, એમ એક વિદ્વાને કહેલું છે.

નોકર ગમે એટલો ઉદ્ધત હોય પણ તે શેઠને અધિન હોય છે. શેઠનો તેના ઉપર કેટલોક અધિકાર હોય છે. શેઠનું કર્ત્તવ્ય છે કે તેને સુધારવા માટે પોતાનાથી બની શકે તેટલો પ્રયત્ન કરવો, ને હમેશા તેનું ભલું કરવાની ઇચ્છા રાખવી. ઇંગ્લાંડમાં ઘણી કંપનીઓએ પોતાના નોકરો માટે રાત્રિશાળા, દિવસની શાળા, પુસ્તકશાળા, ઔષધશાળા, બેંક વગેરે સ્થાપી છે અને તેઓને રહેવા માટે ત્યાં જ મકાનો પણ બંધાવી આપ્યાં છે. એક કંપનીમાં કામ કરનારા માણસો ઘણુંખરૂં એક જ જગ્યાએ રહે છે અને ત્યાં જ એક ગામ વસાવી લે છે. તેમની જરૂરીયાતોની સામગ્રી પૂરી પાડવા માટે દરેક વસ્તુની દુકાનો ઉઘાડવામાં આવેલી હોય છે અને ત્યાંથી તેઓને શહેર કરતાં ઓછી કિંમતે માલ મળે છે. ત્યાં રહેનારાઓમાં ધીમે ધીમે એક બીજા વચ્ચે ખાવાપીવાનો વ્યવહાર ચાલુ થાય છે, તથા વિવાહ સંબંધ પણ થઈ જાય છે અને તેઓ હમેશાં સુખદુઃખમાં એક બીજાને સહાયતા કરે છે.

ભારતવર્ષમાં પણ રેલ્વે કંપનીઓ પોતાના માણસોની સાથે ઘણું ખરૂં એજ પ્રમાણે વર્તે છે. દરેક સ્ટેશન ઉપર પોતાના માણ-

એોને રહેવાં માટે રેલવે કંપનીએ મકાનો બનાવી આપ્યાં હોય છે. ઠેકાણે ઠેકાણે રેલ્વેહોસ્પીટલ હોય છે, જ્યાં કંઈ પણ ફી લીધા સિવાય દવા દારૂ કરવામાં આવે છે તથા દવા પણ વિનામૂલ્યે આપવામાં આવે છે. કંપની તરફથી પ્રોવીડેન્ટ ફંડ હોય છે, જેના સઘળા નોકરોના રૂપિયા ધીમે ધીમે એકઠા થતા જાય છે. મ્હોટા મ્હોટા શહેરોમાં રેલ્વે સ્કુલ પણ ઉઘાડેલી હોય છે. રેલ્વે કમ્પનીની માફક બીજી કંપનીઓએ પણ પોતાના માણસોનો વિચાર કરવો જોઇએ તથા જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તેમની શારીરિક, માનસિક તથા આત્મિક શક્તિઓને ખિલવતા રહેવું જોઇએ, એ પ્રમાણે જૂદા જૂદા નોકરની પણ દશા સુધારવી યોગ્ય છે. આપણા ઘરમાં જે નોકરો કામ કરે છે તેઓમાં કેટલેક અંશે એવા જોવામાં આવે છે કે તેઓ બીડીઓ ફુંકવાની, જુઠું બોલવાની, ગંદા રહેવાની તથા ચોરી કરવાની દુષ્ટ કુટેવોની લતમાં પડેલા હોય છે, તેમનું જોઇને આપણા બાળકો પણ તેઓનું અનુકરણ કરતાં શિખે છે. જો આપણને નોકરોની હાલત સુધારવાનો વિચાર આવતો ન હોય તો તે એક તરફ રહ્યું, પરંતુ આપણા બાળકોનું ભલું કરવાનો વિચાર તો આપણે અવસ્ય કરવો જોઇએ, એટલા માટે જ આપણે તેઓને ખરાબ આદતોમાંથી છોડાવવા જોઇએ. તે સિવાય તેઓને થોડી કેળવણી આપવાની પણ ઘણી અગત્ય છે. એનો સૌથી સરસ ઉપાય એ છે કે એક મહોલ્લાના માણસો મળીને તેઓને માટે રાત્રિશાળા સ્થાપે અને તેઓને દરરોજ એક એક કલાક ભણાવવામાં આવે તો ધીમે ધીમે તેઓ વાંચતાં લખતાં શિખી જશે અને ઘણી ઉન્નતિ કરી શકશે. તેના પગારમાંથી રૂપિયે એક આનો કાપી લઈ તથા અડધો રૂપિયો પોતાની પાસેથી ઉમેરી કોઈ બેંકમાં તેના નામથી પોતાની મારફતે જમે કરાવતા રહેવું જોઇએ,

જ્યારે તેના નામના થોડા રૂપિયા ભેગા થાય ત્યારે કોઈ વેપારમાં રોકવા અથવા તો કોઈ કંપનીનો શેર ( ભાગ ) ખરીદી લેવો. એ પ્રમાણે કરવાથી તેની પુંજી ધીમે ધીમે વધતી જશે તથા તેની સ્થિતિ ઘણી જ સુધરી જશે, તેના વિચારો ઘણા ઉંચ થઈ જશે અને દેશને પણ ઘણો લાભ થશે.

## પ્રકરણ ૧૨ મું.

### ઉડાઉપણું.

૧ ઉધારે માલ કદિ પણ લ્યો નહિ. હમેશાં જે ખર્ચ કરો તેનો બરાબર હિસાબ રાખો.

૨ કર્જ કરીને ખર્ચ કરવાથી મનુષ્યનું માન કદિ પણ વધતું નથી.

—**વિદ્વાનોનાં વાક્ય.**

*  *  *  *

આવક કરતાં અધિક ખર્ચ કરવું તેનુંજ નામ ઉડાઉપણું છે. ઉડાઉપણાથી આ દેશ ધીમે ધીમે નિર્ધન થતો જાય છે. એ એક એવી દુષ્ટ આદત છે કે તેના સપાટામાં આવી જવાથી મ્હોટા લખો-પતિને પણ ભિખારી થઇ જતાં વિલંબ લાગતો નથી. હિંદુસ્થાનમાં કેવળ ધનાઢ્યો જ ઉડાઉ હોતા નથી, પરંતુ સાધારણ સ્થિતિના માણસો પણ કર્જ કરીને લગ્ન વગેરે અવસરમાં હજારો રૂપિયા ખર્ચી નાંખે છે.

જ્યાં જુઓ ત્યાં નકામા ખર્ચની જ ચર્ચા ચાલ્યા કરે છે. એ નકામા ખર્ચે હજારો ઘરોની પાયમાલી કરી નાંખી, લાખો જણને રસ્તાના ભિખારી બનાવી દીધા. જેઓ પહેલાં શેઠ શાહુકાર કહેવાતા

હતા, જેમના ઘેર હાથી ઘોડા બંધાતા હતા, જેને આશરે હજારો કુટુંબોનું ગુજરાન ચાલતું હતું, આજ તેમના જ બાળકો ટુકડા રોટલાને માટે તલસ્યા કરે છે, અને મારા તમારા જેવાની આગળ હાથ ધરે છે. એ આદત ઘટતી નથી, પરંતુ દિવસે દિવસે વધતી જ જાય છે. ગામડાના લોકો શહેરના લોકોનું અનુકરણ કરવા લાગે છે, અને નકામું ખર્ચ કરવામાં જ પોતાની મ્હોટાઇ માને છે. ઈંગ્લાંડ વગેરે દેશોમાં તો ફક્ત કપડાંલત્તાંની ફેશનમાં જ નકામું ખર્ચ થાય છે, પરંતુ ભારતવર્ષમાં ઘણું કરીને વિવાહ વરઘોડાઓમાં, ઉત્સવોમાં, ન્યાતવરાઓમાં તથા ધનાઢ્યોને નાના પ્રકારના ભોગ-વિલાસોમાં અધિક ખર્ચ થાય છે. ગરીબમાં ગરીબ માણસ પણ પોતાનાં પુત્ર–પુત્રીઓના લગ્નમાં કર્જ કરીને પણ ખર્ચ કરવાનું અગત્યનું માને છે; પાસે એક ખોટી બદામ પણ ન હોય તથા ભવિષ્યમાં કંઇ મળવાની આશા પણ ન હોય છતાં લગ્નમાં ખર્ચ કરવા સારૂ પાસે જે એક બે દાગીના પડયા હોય છે તે અથવા તો ઘર કિંવા દુકાન ગિરો મૂકી દે છે, અને એમાં જ તે પોતાની મ્હોટાઈ માને છે. ગમે તેમ થઇ જાય, પણ પોતની જ્ઞાતિમાં પોતાનું માથું નીચું થવા ન પામે. ફલાણા માણસે પોતાના પુત્રના લગ્નમાં ૬૦૦૦ રૂપિયા ખર્ચ કર્યા, મ્હારે પણ એટલા ખર્ચવા જ જોઇએ, નહિ તો લોકો શું કહેશે? એ વિચારે જ આપણને ઉડાઉ બનાવી દીધા છે.

બીજા લોકોથી આપણે ઉતરતા ગણાઇએ નહિ, એ વિચાર હમેશાં આપણા મગજમાં ઘુમ્યા કરે છે. બીજા લોકોને જેટલું માન મળે છે તેટલું જ આપણને પણ મળે, અને જેટલી સુંદર સામગ્રી બીજાઓ પાસે હોય તેટલી જ આપણી પાસે પણ હોય, એવું આપણે હમેશાં ઇચ્છીએ છીએ. એ વસ્તુઓ ભેગી કરવાને માટે આપણે

આપણી સઘળી આવક ખર્ચી નાંખીએ છીએ. કોઇ કોઈ વખતે એક નજીવી વસ્તુ માટે પણ કર્જ કરતાં બ્હીતા નથી. બીજાઓનું અનુકરણ કરવાનો દુષ્ટ વિચાર કોણ જાણે કયાંથી આપણામાં ઘર ઘાલીને બેઠો છે. જો આપણો ભાઇ ઘોડાગાડીઓ રાખતો હોય, નોકર ચાકર રાખતો હોય, મ્હોટી હવેલીમાં રહેતો હોય, દિનપ્રતિદિન નવો નવો પોશાક પહેરતો હોય, સારૂં સારૂં ખાવાનું ખાતો હોય તથા બીજાને ખવડાવતો હોય તો આપણે પણ એજ પ્રમાણે કરવું જ જોઇએ—તેમ કરવાથી જ આપણી પ્રતિષ્ઠા રહેશે એમ આપણે માનીએ છીએ. પરંતુ આપણામાં તેના જેટલું ખર્ચ કરવાની શક્તિ છે કે નહિ ? તેની આવક જેટલી આપણી આવક પણ છે કે નહિ ? એ વિષે આપણે બિલકુલ વિચાર કરતા નથી. બીજાઓની માફક સમાજમાં આપણે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાનું અગત્યનું ગણીએ છીએ ખરા, પણ તેનાં કારણો અને સાધનો ઉપર કદિ વિચાર કરતા નથી.

ગમે તો આપણી આવક ઘણી જ થોડી હોય, આપણે ઘણા જ ગરીબ હોઇએ, ગમે તો આપણે આપણી આવકમાંથી કુટુંબનું સારી રીતે ભરણપોષણ પણ કરી શકતા ન હોઇએ, છતાં આપણે સંસારમાં આપણને પૈસાદાર કહેવડાવવાને ઇચ્છીએ છીએ, લોકો આપણી ખરી સ્થિતિ જાણવા ન પામે એમ આપણે ઇચ્છીએ છીએ, અને એટલા જ માટે આપણે કર્જ કરી વિલાયતી દુકાનોમાં શીવડાવેલાં ફેશનેબલ કપડાં પહેરીએ છીએ, મિત્રમંડળને વારંવાર મિજબાનીઓ આપીએ છીએ તથા કદિ પણ પગે ચાલતા જવાનું પસંદ કરતા નથી, પરંતુ જ્યારે વ્યાજના ઘોડા દોડયા જાય છે અને આપણે માથે કર્જનો ભાર વધી જાય છે, બાપદાદાઓનું બચાવેલું ધન ખલાસ થઈ જાય છે, બેંકમાં પૈસા રહેતા નથી, ઘર દુકાન બીજાના તાબામાં

જાય છે તથા અદાલતમાં નામોશી થાય છે, ત્યારે આપણું સઘળું માન ભંગ થઇ જાય છે, સઘળા મિત્રો કપુરની માફક ઉડી જાય છે. કોઇ આપણી તરફ ઝાંખીને જોતું પણ નથી.

જેઓ પોતાના આત્મબળ તથા જાતમહેનત ઉપર જ આધાર રાખે છે, જે આત્મગૌરવને જ ખરૂં ધન માને છે, તેઓને નિર્ધનતા દેવી કદાપિ સતાવી શકતી નથી. થોડી આવકમાં પણ તેઓ પોતાનું ગુજરાન ચલાવી શકે છે. મોજમજાહ ઉડાવનાર મિત્રોથી આપણી પ્રતિષ્ઠા વધે છે, એમ સમજવું તદ્દન મૂર્ખાઇ ભરેલું છે. જ્યાં સુધી તમારી પાસે પૈસા છે અથવા તમને ઉધાર મળી શકે છે ત્યાં સુધી જ તેઓ તમારા સંગી થશે. પણ જ્યારે તમને કોઇ ઉધાર ધીરશે નહિ, ત્યારે તરત જ તેઓ તમારે ત્યાં આવવાનું બંધ કરી દેશે. કેવળ મિત્રો જ એવું કરે છે એટલું જ નહિ પણ સગાંસંબંધીઓ પણ એ જ મુજબ કરે છે. એવા લોકોથી આપણું માન કદિ પણ વધતું નથી. જાતમહેનત તથા સદાચરણથી માન વધે છે. કરકસર તથા સંભાળીને ખર્ચ કરવાથી પ્રતિષ્ઠા વધે છે, પરંતુ કર્જ કરીને અથવા ઉધાર લઇને ખર્ચ કરવાથી વધતી નથી.

આપણે ઘણા રીતરિવાજોના ગુલામ થઇને રહ્યા છીએ, તેણે જ આપણને ચારે તરફથી બાંધી રાખ્યા છે. તેની વિરૂદ્ધ કામ કરવાની આપણી હિંમત ચાલતી નથી. આપણામાં સામર્થ્ય હોય કિંવા નહિ, પણ આપણા બાપદાદાઓ જે કરતા આવ્યા હોય અથવા આપણા કુટુંબમાં જે ચાલતું આવ્યું છે તે જ આપણે કરવું પડે છે. આપણે આપત્તિની સ્હામે બાથ ભીડવાને તૈયાર છીએ, ઘરબાર વેચવાને પણ તૈયાર છીએ; પરંતુ પ્રચલિત વ્યર્થ રીતરિવાજોને અટકાવવા તૈયાર નથી. ભલે આપણું અંતઃકરણ કબૂલ કરતું હોય કે, આ રીતરિવાજો ઘણા દુષ્ટ છે, તેમને જડમૂળથી ઉખેડી નાંખવા જોઇએ. એમનાથી

આપણને ઘણું નુકશાન ખમવું પડે છે; પરંતુ આપણે પોતે અગ્રેસર થવા ઇચ્છિતા નથી. આપણે એમ ઇચ્છીએ છીએ કે, પહેલાં બીજા લોકો આગળ પગલું ભરે, પછી આપણે ભરીશું. જો કદાપિ કોઈ માણસ સાહસ કરીને કોઇ રીતરિવાજનો ત્યાગ પણ કરી દે છે તો જ્ઞાતીવાળા તરફથી તેનો ઉત્સાહ વધારવામાં આવતો નથી પરંતુ ઉલટું તેને તોડી પાડવામાં આવે છે. તેની હાજરીમાં અથવા તેની પાછળ તેની ઘણી નિંદા કરવામાં આવે છે. તેને ત્યાં કોઈ જતું નથી તેમ જ તેને કોઈ મદદ પણ કરતું નથી. આખી જ્ઞાતિ તેને કંજુસ તથા ભિખારી કહીને બોલાવે છે. એ જોઇને ચાલતા રીતરિવાજોની વિરૂદ્ધ કંઇ કામ કરવાની કોઇની પણ હિંમત ચાલતી નથી; પરંતુ જો વિચાર પૂર્વક જોવામાં આવે તો એ આપણી નિર્બળતા તથા અજ્ઞાનતા છે. આપણે કોઇની પણ પરવા કરવી જોઇએ નહિ. બીજા લોકો આપણને શું કહેશે એ વિચારને આપણા અંતઃકરણમાં સ્થાન પણ આપવું જોઇએ નહિ. તેઓ ગમે તેમ બોલે, પરંતુ આપણું કંઇ બગાડી શકશે નહિ. ભલે તેઓને આપણું કામ ન ગમે, પણ આપણે કદાપિ આપણી શક્તિ ઉપરાંત કામ કરવું ન જોઇએ, એવો આપણો દૃઢ સંકલ્પ હોવો જોઇએ. એ ખરી વાત છે કે પ્રથમ આપણામાં એને માટે ઘણા સાહસ ની જરૂર છે પરંતુ છેવટે આપણને જ વિજય પ્રાપ્ત થશે એમાં કંઇ પણ સંદેહ નથી. ભલે લોકો અજ્ઞાનતાને લીધે આપણું ભુંડું બોલે; પરંતુ થોડા જ દિવસોમાં આપણું સત્ય સઘળા પર પ્રકટ થઈ જશે અને સર્વ જણ આપણું અનુકરણ કરવા લાગશે. પ્રથમ કાર્ય ઉપાડતી વખતે ઘણી ઘણી અડચણો આવી પડે છે, પરંતુ છેવટે સર્વ કામ સરલ થઈ જાય છે, ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે. જેટલાં નવાં નવાં કામો થયાં, તે સર્વની સ્હામે શરૂઆતમાં લોકોએ ટીકા

કરી, પરંતુ હવે સઘળા તેની મુક્તકંઠે પ્રશંસા કરે છે. ફક્ત સાહસ તથા શ્રદ્ધાની જરૂર છે.

સંસારમાં સઘળા માણુસો સરખા હોતા નથી. કેટલાક ધનવાન પણ હોય છે, નિર્ધન પણ હોય છે, બળવાન પણ હોય છે, અને નિર્બળ પણ હોય છે. એક કરતાં એક ચઢીયાતા હોય છે. જો આપણે બીજાઓનું જ અનુકરણ કરવામાં આપણી મ્હોટાઇ માનતા હોઇએ તો કદાપિ માન મેળવી શકાતું નથી. ગૌરવ ખરાબ વસ્તુ નથી; પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે કે તે ગૌરવ પ્રાપ્ત કરે. જે મનુષ્યનું ગૌરવ નથી, તેનો જન્મારો જ આ સંસારમાં નિષ્ફળ નિવડ્યો છે. ભેદ ફક્ત એટલો જ છે કે આપણે ગૌરવનો ખરો અર્થ સ્હમજતા નથી. આપણે સારાં સારાં કપડાં પહેરવામાં જ અને મ્હોટી મ્હોટી હવેલીઓમાં ફેશનબંધ રહેવામાં જ આપણું ગૌરવ ગણીએ છીએ. અંગ્રેજી પોશાક તથા અંગ્રેજી ઠાઠમાઠથી રહેવાનું તો જાણે ગૌરવની ઉંચામાં ઉંચી નિસરણીએ પહોચી જવા જેવું ગણીએ છીએ. આપણું આચરણ ભલે ગમે તેવું હોય, ગમે તો આપણે દિવસે દિવસે દેવાદાર થઈ જતા હોઇએ; પરંતુ આપણા સ્હમજવામાં એ બાબતોની સાથે ગૌરવને બિલકુલ સંબંધ નથી. ગૌરવ ફક્ત ફેશન તથા સ્ટાઇલ (Style) માં છે. એ અજ્ઞાનતાએ જ આપણુને પાયમાલ કરી નાંખ્યા અને હજી પણ એ જ કરે જાય છે.

એ બહારની ફેશન તથા ઠાઠમાઠ દિવસે દિવસે વધતાં જાય છે. ફ્રાન્સ ઇંગ્લાંડ તો પહેલાંથી જ એ વાતોમાં પ્રસિદ્ધ હતા, પરંતુ હવે હિંદુસ્થાન પણ કંઈ બાકી રહ્યું નથી. એ દેશોમાં તો ફક્ત પોશાક વગેરેમાં જ ખર્ચ કરવામાં આવે છે, પરંતુ ભારતવર્ષમાં તો પોશાકમાં જ ખર્ચ છે તેટલું જ નહિ પણ ઘરેણામાં પણ લાખો રૂપિયા ખર્ચે

છે. કોઇ માણસ ગમે તેટલો ગરીબ હોય છતાં પણ તે ઘરેણાંને એક અગત્યની વસ્તુ માને છે. આ દેશના ગરીબમાં ગરીબ માણસના ઘરનું ઉદાહરણ લ્યો. ભલે તેના ઘરમાંથી અનાજનો એક દાણો સુદ્ધાં ન નિકળે, પરંતુ એકાદ ઘરેણું તો જરૂર નિકળશે જ. લગ્ન પ્રસંગે હજારો રૂપિયાનો ઘરેણાંના જ ખર્ચ કરવામાં આવે છે. ઘરેણાં સિવાય લગ્ન થઇ શકતું જ નથી. કન્યાવાળો પ્રથમથી જ પૂછી લે છે કે ઘરેણું કેટલું ચઢાવશો અને ત્યાર પછીથી જ લગ્ન કરવા કબૂલ થાય છે. સેંકડે એવા આઠ માણસો જોવામાં આવશે કે જેઓને પોતાનાં પુત્ર–પુત્રીઓના લગ્નમાં થોડું ઘણું પણ કર્જ કરવું પડે છે અને દશ એવા જોવામાં આવશે કે તેમને પોતાની મિલકત ગિરો મૂકીને ઘરેણાં ઘડાવવા માટે કર્જ કરવું પડે છે. પછીથી સોનીને ઘડામણી આપવી પડે છે. સોની કંઈ આપેલા સોના જેટલી જ વસ્તુ બનાવી આપતો નથી, પરંતુ તેમાંથી અવશ્ય થોડું ઘણું સોનું કાઢી લઇ ભેગ કરીને ઘરેણું ઘડી આપે છે. ધારો કે કદાચ ભેગ ન કરે તોપણ ઘરેણું પહેરવાથી દિનપ્રતિદિન ઘસાતું જાય છે. એમાં લાભ કંઇ જ થતો નથી અને પત્થરાની માફક પડ્યું રહે છે. કદાચ વેચવા જઇએ તો મૂળ કિંમત કદિ પણ આવતી નથી પરંતુ લાભને બદલે ઉલટી હાનિ થાય છે. જો એટલા રૂપિયા ઘરેણામાં ન ખર્ચીએ અને કોઇ વ્યાપારમાં અથવા બેંકમાં થાપણ મૂકીએ, તો દિનપ્રતિદિન વધતા જાય અને થોડાં વર્ષોમાં બમણા થઇ જાય.

જેવી રીતે પૅરિસની સ્ત્રીઓ ઉધાર લઇને નવા નવા પોશાકો શીવડાવે છે, તેવી જ રીતે અહિંયાની સ્ત્રીઓ તરેહ તરેહવારનાં ઘરેણાં ઘડાવી આપવા સારૂ પોતાના પતિઓને હેરાન કરે છે. જો પુરૂષ પોતાની નિર્ધન સ્થિતિને લીધે તેની ઇચ્છા પૂરી પાડી શકતો નથી

તો ઘરમાં કંકાસ થાય છે.

ઇંગ્લાંડમાં જ્યારે કોઈ મરી જાય છે ત્યારે ઘણીજ ધામધુમથી તેની ક્રિયા કરવામાં આવે છે અને તેમાં સેંકડો રૂપિયાની ખુવારી થાય છે. એ જ મુજબ હિંદુસ્થાનમાં પણ જ્યારે કોઇને ત્યાં પુત્ર અવતરે છે અથવા કોઈ મ્હોટો માણસ મરી જાય છે, ત્યારે સેંકડો રૂપિયા નાચ તમાશામાં, તથા ન્યાતવરા કરવામાં ખર્ચી નાંખે છે. વળી કોઈ કોઈ ઠેકાણે તો એવી રીત છે કે, ગમે તો યુવાન મરી જાય કે વૃદ્ધ મરી જાય પણ દરેક જ્ઞાતિભાઇઓને તેરમું ખવડાવવું જ પડે છે. પાસે પૈસા ન હોય તો પણ ગાલપર તમાચો મારી લાલ રાખી વરઘોડા કાઢવા પડે છે અને ન્યાત જમાડવી પડે છે.

એવા નિરર્થક રીતરીવાજોને લીધે લોકોને લાચાર થઇ કર્જ કરવું પડે છે, પરંતુ એ તેમની નિર્બળતા છે. તેઓ કર્જ કરતાં બ્હીતા નથી કે તેમને ભય પણ જણાતો નથી. તેઓ એમ માને છે કે કર્જ કરવું સારૂં, પણ જ્ઞાતિમાં હલકા દેખાવું એ ઘણું જ ખરાબ કહેવાય. વિવાહાદિક કાર્યોમાં કર્જ કરવું એ અયોગ્ય છે, એવો વિચાર તેમના અંતઃકરણમાં આવતો જ નથી. તેઓ એને ઘણું જ અગત્યનું માને છે એજ તેમની મ્હોટી ભૂલ છે. જ્ઞાતિમાં જેટલા રીતરિવાજો છે તે સર્વ કોઇ પણ નિયમ પર સ્થિર નથી. આપણે શા માટે તેનું અનુકરણ કરીએ, એ સ્હમજવામાં આવતું નથી. કેટલાક પૈસાદાર લોકોએ નકામું ખર્ચ કરીને એવા દુષ્ટ રિવાજો પાડી દીધા છે. આપણું કર્ત્તવ્ય છે કે આપણે તેઓને નુકસાનકારક સ્હમજીને તોડી નાંખવા જોઇએ. એમાં કંઇ પણ પાપ નથી; એ ધર્મની વિરૂદ્ધ નથી, સભ્યતા તથા શિષ્ટાચારની સ્હામે નથી, તેમજ ભવિષ્ય જીવનને માટે અડચણ કર્ત્તા નથી. ફક્ત કેટલાક લોકોના ભયથી

વાસ્તવિક ગૌરવ ગુમાવવું, કર્જ અને ફિકર ચિંતાનો અસહ્ય બોજો માથાપર ઉપાડી લેવો, આપણી સ્વતંત્રતા ગુમાવી દેવી, અને આપણાં સંતાનોને ઉંચ કેળવણીથી કમનસીબ રાખવાં એ આપણી ખરેખર મૂર્ખાઈ છે. જો આપણે લગનમાં હજારો રૂપિયા ખર્ચ ન કરતાં ફક્ત ઓછા રૂપિયામાં જ પતાવી દઇએ, આખા ગામના લોકોને ન જમાડતાં ફક્ત આપણા થોડા ઇષ્ટ મિત્રો તથા ભૂખ્યાઓને જ જમાડીએ, ઘરેણાં ઘડાવવામાં હજારો રૂપિયાની પાયમાલી ન કરતાં તદ્દન સાદાં કપડાં પર જ સંતોષ માની લઇએ તો કોઇ આપણને શહેરની બહાર હાંકી મૂકશે નહિ કે કોઇ આપણને ધર્મથી પતિત કહેશે નહિ કંવા જ્ઞાતિથી બહાર કાઢી મૂકી શકશે નહિ. થોડા દિવસ સુધી ન્યાતના કેટલાક લોકો બબડીને રહી જશે. આપણું કર્ત્તવ્ય છે કે આપણી કન્યાના લગ્ન વખતે વર પક્ષવાળા પાસેથી ઘરેણું ન માંગતાં તેટલા રૂપિયા કોઈ બેંકમાં મૂકાવવા જોઇએ, જેથી કરીને તે રકમ દિવસે દિવસે વધતી જાય. ઘરેણાં કંઇ અગત્યની વસ્તુ નથી. પૌષ્ટિક પદાર્થ ખાવો, તદ્દન સાદાં વસ્ત્રો પહેરવાં, સ્વચ્છતાવાળા મકાનમાં રહેવું, સંતાનોને ઉંચ તથા ઉત્તમ કેળવણી આપવી. રોગ, શોક તથા આકસ્મિક મૃત્યુને માટે રૂપિયા સંગ્રહી રાખવા અને અનાથો, વિધવાઓને મદદ કરવી, એ જીવનની મુખ્ય અગત્યની બાબતો છે. પ્રથમ તેનું પાલન કરવું એ આપણું મુખ્ય કર્ત્તવ્ય છે. જો એ સર્વ ફરજો બજાવતા રૂપિયા બચે અને એ વિષે કંઈ ઇચ્છા ન રહે, તો ખુશીથી ઘરેણામાં રૂપિયા ખર્ચવા; પરંતુ એ સર્વ વાતોનો વિચાર કર્યા વિના ઘરેણામાં રૂપિયા વાપરવા અથવા બીજા નકામાં ખર્ચોમાં પાયમાલી કરવી એ આપણા જ પગમાં કુહાડી મારવા જેવું છે.

અમને તો કર્જનું નામ સાંભળતાં જ કંપારી છુટે છે. તેના

નામથી જ બ્હીક લાગે છે. એ એક એવી બલા છે કે જેની પાછળ તે પડે છે તેને ઘણી જ મુસ્કેલીથી પોતાના પંઝામાંથી મુક્ત કરે છે. કર્જ કરવું એ પોતાનું પ્રમાણિકપણું ગુમાવવું અને અસત્ય તથા અપ્રમાણિકતાને ખરીદી લેવા સમાન છે.

કર્જ કરનાર માણસ હમેશા લેણદારોને વાયદા કર્યા કરે છે પણ તેનાથી કદિ પણ વાયદાસર પૈસા ચુકવી અપાતા નથી. તે દરેક બાબતમાં હલકો પડતો જાય છે અને પોતાનું સઘળું માન ગુમાવી બેસે છે.

એટલા માટે આપણે કદાપિ કર્જ કરવું ન જોઇએ. ભૂખે મરી જવું સારૂં છે, પણ કર્જ કરીને પેટ ભરવું સારૂં નથી. આપણે જેટલું કમાતા હોઇએ તે પ્રમાણે જ ખર્ચ કરવું જોઇએ. આવક ઉપરાંત કદાપિ ખર્ચ ન કરવું. એવો વિચાર પણ મનમાં લાવવો ન જોઇએ. કોઇ વસ્તુ ગમે તેટલી સસ્તી મળતી હોય પણ ઉધાર લેવી નહિ. સ્મરણમાં રાખજો, કે ઉધાર લેવાથી તમને કદી પણ કોઇ વસ્તુ સસ્તી મળવાની નથી. તમે આટલા દિવસમાં રૂપિયા આપશો એ દુકાનદાર સારી પેઠે જાણે છે. તેથી એ તેટલા દિવસનું વ્યાજ ચઢાવીને જ તમને કિંમત કહે છે. કોઈ કોઈ વહેપારી છ છ મહિનાને માટે ઉધાર કપડાં આપે છે અને ઘણા લોકો રાજી થઇને તેની પાસેથી માલ લે છે. પણ તેઓ એમ નથી સમજતા કે આમાં આપણને નુકસાન છે. તેઓને એક રૂપિયાના સવાયા કે દોઢા રૂપિયા આપવા પડે છે. કોઇ વસ્તુ ઉધાર નહિ લેવા માટે તથા કોઈ ગમે તેટલી લાલચ દેખાડે છતાં પણ આપણા વિચારોને મક્કમપણે વળગી રહેવા માટે આપણે દૃઢ સંકલ્પ કરવો જોઇએ.

વળી આ વાત પણ ખાસ યાદ રાખવી જોઇએ કે આપણી આવક એટલી બધી અલ્પ હોય અને આપણે મનગમતી વસ્તુ પ્રાપ્ત

કરવાને અસમર્થ હોઇએ તો આપણે આપણા મનને કાબુમાં રાખવું જોઈએ અને તે વસ્તુ પ્રાપ્ત કરવાને સતત ઉદ્યોગ કરવો જોઇએ. એ મુજબ કરવાથી અવશ્ય એક દિવસ આપણી મનોકામના પૂર્ણ થઇ જશે. ધારો કે, આપણી આવક મહિને દિવસે ફક્ત દશ જ રૂપયા છે, જેથી મહામુસ્કેલીથી આપણે આપણું ગુજરાન ચલાવી શકીએ છીએ. એવી અવસ્થામાં આપણે કદિ પણ લગ્ન કરવું ન જોઇએ. જ્યારે આપણે જ આપણું ગુજરાન મહામુસ્કેલીથી ચલાવી શકીએ છીએ, ત્યારે આપણી સ્ત્રીનું કેવી રીતે ચલાવી શકીશું ? પછી થોડા દિવસોમાં જો બાળકો થયાં, તો શું કરીશું ? આપણાથી તેમનો નિર્વાહ ચલાવી શકાશે નહિ તેમ જ તેઓને કેળવણી પણ અપી શકાશે નહિ. પરિણામ એ આવશે કે તેઓ ઘેર ઘેર અન્ન માટે ટવળ્યા કરશે, અને અંતે ચોર અથવા લૂટારા બનશે, અને સમસ્ત કુટુમ્બને તથા દેશને કલંકિત કરી મૂકશે. જો આપણે જાણતા હોઇએ કે આપણો પુત્ર મૂર્ખ છે અને કંઇ કમાતો નથી, તો આપણે કદિ પણ તેનું લગ્ન કરવું ન જોઈએ. હમણાં તો તે પોતે જ માબાપ ઉપર તથા દેશ ઉપર ભારરૂપ છે, એવી અવસ્થામાં તેની સ્ત્રી પણ ભારરૂપ થઇ પડશે અને એ બિચારીનું જીવન ઘણું જ દુઃખમય થઇ પડશે.

# પ્રકરણ ૧૩ મું.

## કર્જ—દેવું.

૧. હિસાબ રાખ્યા સિવાયનો વ્યવહાર નિરર્થક તથા દુઃખમય છે.

૨. કર્જ એક દુષ્ટ બલા છે. એ અસત્યતા, નીચતા, કુટિલતા,

ઇત્યાદિની માતા છે. ગમે એવા આબરૂદાર માણસને પણ ક્ષણવારમાં અપમાનિત કરી નાંખતાં તેને વાર લાગતી નથી.

૩. સંસારનાં સઘળાં મનુષ્યોને બે શ્રેણીમાં જૂદાં કરી શકાય છે, એક તો જેઓ કર્જ કરે છે તે અને બીજાં જેઓ પૈસા ધીરે છે તે.

—વિદ્વાનોનાં વાક્ય.

* * * *

જ્યારે લોકો કર્જ કરે છે ત્યારે એ બિચારાઓને એવી ખબર હોતી નથી કે, આપણે હાથે કરીને જ દુઃખ તથા આપત્તિનો ભાર માથે વહોરી લઇએ છીએ. ગમે તે કાર્ય માટે કર્જ કરવામાં આવે, પણ તે જ્યાંસુધી ચુકવી આપવામાં આવતું નથી ત્યાંસુધી કર્જ કરનાર માણસને સુખે નિદ્રા આવી શકતી નથી. તે તેને એક સેકંડને માટે પણ આરામ કરવા દેતું નથી. તેને રાત્રે સુખે નિદ્રા પણ આવતી નથી, તેમ પેટ ભરીને જમતો પણ નથી. તેમજ તેનાથી પોતાનાં બાળકોની જરૂરીઆતો પૂરી પાડી શકાતી નથી. એક વખત કર્જ કર્યું એટલે એમજ સમજી લેવું કે પોતે પોતાની મેળે જ બંધનમાં બંધાયા અને પોતાના હાથે જ સુખશાંતિ ગુમાવી દીધી.

જેઓની આવક ઘણી જ સારી હોય છે તેઓ પણ કેટલીક વખતે કર્જના બોજામાં જકડાઈ રહેલા જોવામાં આવે છે. કોણ જાણે એ કેવો દુષ્ટ રોગ છે કે કોઈને પોતાના પંજામાં લીધા પછી તેનો પીછો જ છોડતો નથી.

જેઓને ત્યાં મ્હોટી મ્હોટી જાગીરો હોય છે, તેઓ પણ કર્જના બોજા તળે જકડાઈ રહેતા જોવામાં આવે છે. કોઇ દુષ્ટ વ્યસન કિંવા નકામા ખર્ચોને લીધે જાગીરો ગિરો મુકી કર્જ કરે છે. પણ જ્યાં એક વખત કર્જ કર્યું કે પછીથી તેના પંજામાંથી તેનો છુટકારો થતો જ નથી. કર્જ ઓછું થવાને બદલે ઉલટું દિનપ્રતિદિન વધતું

જ જાય છે અને તે છેવટે જાગીરની કિંમત કરતાં પણ વધી જાય છે. એનું પરિણામ એ આવે છે કે છેવટે જાગીર હાથમાંથી જતી રહે છે અને જેઓ ધનવાન કહેવાતા હતા તેઓ ભિખારી જેવી હાલતમાં જીંદગી વ્યતીત કરે છે.

ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે મ્હોટા મ્હોટા માણસો પણ કર્જના બોજામાં જકડાયલા રહેતા હતા. મ્હોટાઇની સાથે કર્જને ઘણો જ નિકટનો સંબંધ છે. જગતને મ્હોટા માણસો ઉપર વિશ્વાસ આવે છે અને તેથી તેઓને પૈસા ધીરનાર ઘણા માણસો મળી આવે છે. કર્જ કોને મળતું નથી ? જેઓ સાધારણ સ્થિતિના છે અને જેનો કોઇ વિશ્વાસ કરતું નથી તેઓને કોઇ પૈસા ધીરતું નથી. તેઓ જેવા આ જગતમાં જન્મે છે તેવા જ મરી જાય છે; તેઓને કોઇ ઓળખતું પણ નથી; પરંતુ દેવાદાર માણસનું નામ તો આખી દુનિયામાં નામાંકિત થઇ જાય છે. પુસ્તકો અને વર્તમાનપત્રોમાં તેઓનાં નામ પ્રકટ થાય છે. તેઓ વિષે તરેહ તરેહની ચર્ચા ચલાવવામાં આવે છે તેથી સઘળાની નજર તેઓ તરફ આકર્ષી રહે છે. તેઓ કેવા છે, તેઓનું આરોગ્ય કેવું છે, ઇત્યાદિ બાબતોના પ્રશ્નો થાય છે. અને જો કદાપિ તેઓ પરદેશમાં ચાલ્યા જાય તો સર્વ જણ તેમના પાછા ફરવાની રાહ જોયા કરે છે.

દુનિયાની કેવી વિચિત્ર દશા છે ! બિચારા પૈસા ધીરનારાના માથે પણ આફત જ છે. દરેક જણ તેને જ કઠોર હૃદયનો ગણે છે, અને કર્જદારને બધા ભલો તથા સીધો કહે. છે જ્યારે કોઇ કર્જદારથી લેણદારનું કર્જ ચુકવી અપાતું નથી અને તેના ઉપર કોર્ટમાં કેસ ચાલે છે ત્યારે કોઇ તેને એમ કહેતું નથી કે, તેં શા માટે કર્જ કર્યું હતું ? હવે ગમે તેમ કરીને ભરી આપ. પણ બિચારા પૈસા

ધીરનારને તો સૌ કોઈ એમજ કહે છે કે શા માટે પૈસા ધીર્યા હતા? હવે જે આઠ આની કે ચાર આની મળે તે ઉપર જ સંતોષ માની લે. માટે પૈસા ધીરવા એ પણ ઘણું જ ખરાબ છે.

ગમે તેમ હોય, લોકો ગમે તે કહે, પણ ખરી વાત કોઈ છુપાવી શકતું નથી. કર્જ કરવું એ હલકામાં હલકું અને અત્યંત નીચ કૃત્ય સમાન છે. કર્જદાર માણસના બારણા પર હમેશાં શાહુકારનો માણસ તથા અદાલતનો બેલીફ સમન લઇને ઉભો રહે છે. કોઇ સ્હેજ તેનું બારણું ખખડાવે છે કે, તરત જ તેનું મ્હો ફીકકું પડી જાય છે. એ વખતે તેના મિત્રો અને તેની સાથે મોજ મજાહમાં ભાગ લેનાર સાથીદારો તેની તરફ ઉંચી નજરે જોતા પણ નથી તેમજ તેની સાથે વાત સુદ્ધાં પણ કરતા નથી. તેનું સઘળું માન માટીમાં મળી જાય છે. તેને બહાર નીકળતાં શરમ આવે છે અને ઘરમાં બેસી રહીને કંઇ ચેન પડતું નથી. તે મિજાજી તથા ચિડીયા સ્વભાવનો થઇ જાય છે, અને જીવનનો આનંદ ગુમાવી બેસે છે. તેને હમેશાં રૂપિયાની ઘણી જ જરૂર રહ્યાં કરે છે, પરંતુ પાછલું દેવું પતાવેલું નહિ હોવાથી તેને કોઇ એક પૈસો પણ ધીરતું નથી. તે હમેશાં જુઠાં બહાનાં બતાવ્યા કરે છે તેથી કોઇને તેના પર વિશ્વાસ આવતો નથી. તે પોતાની સ્વતંત્રતા ગુમાવી બેસે છે તથા તેની દશા ઘણી જ શોચનીય થઇ જાય છે. તે હમેશાં એવું જ ઇચ્છિયાં કરે છે કે જો કોઈ બીજો માણસ પૈસા ધીરે તો પહેલાનું દેવું એકદમ પતાવી દઉં. એ પ્રમાણે કરવાથી થોડા દિવસો સુધી કદાપિ નીરાંત જેવું થશે, પરંતુ તે કયાં સુધી? એક દિવસે તો જરૂર ઘરબાર લિલામ કરવાં પડશે અથવા પોતાને જેલખાનાની સફર કરવી પડશે.

હવે પ્રશ્ન એ થાય છે કે જ્યારે કર્જ એવી ખરાબ વસ્તુ છે,

ત્યારે તેનાથી બચવા સારૂ આપણે શું કરવું જોઇએ ? તથા આપણે કેવી રીતે આપણી સ્વાધીનતા તથા પ્રતિષ્ઠાનું રક્ષણ કરી શકીએ એનો ફક્ત એક જ ઉપાય છે કે જે અમે પાછલા પ્રકરણમાં જણાવી ગયા છીએ. અર્થાત્ આપણે આપણી આવકને અનુસરીને જ ખર્ચ કરવું જોઇએ. આવક કરતાં એક કોડી પણ વધારે વાપરવી અયોગ્ય છે. પરંતુ આપણે એ સ્હમજતા નથી. આપણે આવકની બિલકુલ પરવા રાખતા નથી અને ખર્ચ કેટલું થાય છે તેનો હિસાબ પણ રાખતા નથી. મરજી પડે છે તેટલું ઉધાર લઇને ખર્ચી નાંખીએ છીએ. સમાજમાં ખોટા ડોળ ધારણ કરવા માટે કેટલાએ રૂપિયા નકામા ખર્ચી ઉરાડી નાંખીએ છીએ, તેથી આપણને કશો લાભ થતો નથી. આપણે આપણી અજ્ઞાનતાને લીધે એવું માનીએ છીએ કે ભપકાબંધ રહેવાથી અને જ્ઞાતિવાળાઓને મ્હોટાં મ્હોટાં જમણો આપવાથી જ આપણું નામ થાય છે તથા મ્હોટાઇ વધે છે. પરંતુ ઇંગ્રેજીમાં એક કહેવત છે કે, "મૂર્ખ ખવડાવ્યા કરે છે અને ચતુર-જન ખાધા કરે છે."

આપણે કદિ પણ કોઇ વસ્તુ ઉધાર લેવી નહિ, તેમજ દુકાનદારે પણ કોઈ વસ્તુ ઉધારે વેચવી નહિ. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ઉધારને તો તિલાંજલી જ આપવી, અને દરેક વસ્તુ રોકડેથી જ ખરીદવી જોઇએ. ઉધારમાં એવું અદ્દભુત જાદુ છે કે જરૂર વિનાની વસ્તુઓ પણ લેવાઈ જાય છે. 'ક્યાં રોકડા પૈસા આ-પવાના છે, જ્યારે આવશે ત્યારે વળી આપી દઇશું,' એ વિચાર જ આપણા કેટલાક નકામા ખર્ચોનું મુખ્ય કારણ થઇ પડે છે. દરેક વસ્તુ રોકડા પૈસા આપીને લેવાથી લાભ એ થાય છે કે આપણને જે ખાસ અગત્યની વસ્તુ હોય તે જ લેવાય છે. એ મુજબ કરવાથી કદાપિ હાનિ

ભોગવી પડતી નથી.

ઉધાર તથા કર્જ કરવાની ખરાબ કુટેવ મૂર્ખ તથા ગરીબ લોકોમાં જ હોય છે, એટલું જ નહિ પણ જેઓ મ્હોટા વિદ્વાન્ તથા બુદ્ધિમાન પુરૂષો કહેવાય છે તેઓમાં પણ એ દુષ્ટ આદતે ઘર ઘાલેલું હોય છે. તેઓ '**परोपदेशे पाण्डित्यं**'ની નીતિ ગ્રહણ કરી બીજાઓને ઉપદેશ આપે છે, પરંતુ પોતે તેથી ઉલટો જ માર્ગ ગ્રહણ કરે છે. ઇતિહાસ તે વિષેની સાક્ષી પુરે છે. વિશ્વવિખ્યાત ઉપદેશક બેકનના નામથી કોણ અજાણ્યું છે ? એના તત્વજ્ઞાન અને સિદ્ધાંતને કોણ માનતું નથી ? પરંતુ એનું જીવનવૃતાંત સાંભળીને હૃદય ધ્રુજી ઉઠે છે. એવો વિદ્વાન્ પુરૂષ હોવા છતાં પણ તેણે કરકસરનો અભ્યાસ કર્યો નહિ. તે હમેશાં નકામાં ખર્ચો કરીને કર્જનો બોજો માથે ચડાવતો જ ગયો. લેણદારોનું લેણું ચુકવી આપવા સારૂ તથા પોતાનું બાદશાહી ખર્ચ પૂરૂં પાડવા સારૂ છેવટે તેણે લાંચ સુદ્ધાં લેવાનું પસંદ કર્યું. પરંતુ પાપ કદાપિ છુપું રહી શકતું નથી. તે લાંચ લે છે, એવું તેના દુશ્મનોના જાણવામાં આવ્યું; અને એના પાપનો ઘડો ફૂટી ગયો. તેમણે તરત જ તેને દોષિત ઠરાવ્યો અને બેઆબરૂ કરી તેના જીવનને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખ્યું.

બિચારો બેકન ( Bacon ) ફક્ત તત્ત્વજ્ઞાની હતો. એ પોતે હિસાબ કિતાબ અથવા તો લેણદેણમાં વધારે જાણતો નહોતો. તેથી તેનાથી એવી ભૂલ થાય એ સંભવિત છે, પરંતુ અધિક આશ્ચર્ય પામવા જેવું તો મિસ્ટર પિટ (Mr. Pitt) ના સંબંધમાં છે. જો કે તેણે અત્યંત આપત્તિકાળમાં પણ રાષ્ટ્રીય ધનનું રક્ષણ કર્યું હતું અને યોગ્ય વ્યવસ્થા રાખી હતી, પરંતુ તે પોતે હમેશાં કર્જના બોજા તળે કચડાયેલો રહેતો હતો. હજારો રૂપિયાની આવક છતાં પણ તે

કર્જના દુષ્ટ પંઝામાંથી મુક્ત થઇ શક્યો નહિ. એના ઘરનું ખર્ચ એટલું બધું તો વધી ગયું હતું કે, એક લાખ રૂપિયાનું વર્ષાસન મળતું હતું, તોપણ તેનું પૂરૂં થઈ શકતું નહોતું. તેના મૃત્યુ પછી તેની જ્ઞાતિવાળાએ તેના તરફથી છ લાખ રૂપિયાનું દેવું ચુકવી આપ્યું.

લોર્ડ મેલવિલ (Lord Melvile), ફૉક્સ (Fox), શેરીડન (Sheridan), બાઇરન્ (Byron), કૂપર (Cowper), ગ્રીન (Green), પીલ (Peele), મારલો (Marlow), બેન જોન્સન્ (Ben jonson), બર્ન્સ (Burns), ગોલ્ડ સ્મિથ (Gold smith), સર વૉલ્ટર સ્કૉટ (Sir Walter Scott) આદિ અનેક મ્હોટા મ્હોટા વિદ્વાનો, લેખકો અને કવિઓની પણ એવી જ દશા હતી. લેણદારો ઉઘરાણી કરી કરીને તેઓનો જીવ ખાઈ ગયા અને તેઓને તોબાહ તોબાહ પોકરાવી છતાં પણ તેમણે પોતાની કુટેવો સુધારી નહિ તેમજ મરણ પર્યંત પણ નકામાં ખર્ચોને ત્યજી દીધાં નહિ. આપણા દેશમાં પણ એવાં ઉદાહરણોની કંઈ ખોટ નથી.

જો કે એવા લોકોની સંખ્યા ઘણી મ્હોટી છે, પરંતુ કરકસરીઆ માણસોની પણ કંઇ ખોટ નથી. દરેક દેશ તથા દરેક કાળમાં ઉડાઉ માણસોની સાથે સાથે કરકસરીયા માણસો પણ હોય છે. શેક્સપિયરે (Shakspeare) કરજનું કદાપિ નામ સુદ્ધાં દીધું નહિ. ડૉક્ટર જૉન્સન્ (Dr. Johnson)નું જીવન કરકસર તથા દૂરદર્શિપણાનું એક ચિત્ર સમાન હતું. પાસે પૈસા નહિ હોવાથી તેણે સંકટ ઉપર સંકટો સહન કરવાનું કબૂલ કર્યું, ઘર વિના સડક ઉપર જ રાત્રિ ગાળવાનું તથા ભૂખ્યા રહેવાનું પસંદ કર્યું; પરંતુ કર્જ કદાપિ કર્યું નહિ. પ્રથમથી જ ગરિબાઇએ તેને પોતાના પંઝામાં લઈ લીધો હતો, પરંતુ તે કદિ પણ તેની પરવા કરતો નહોતો. લોકો પોતાને

શું કહેશે, બીજા લોકો કેવા રહે છે, ઇત્યાદિ બાબતો વિષે તેને સ્વપ્નમાં પણ વિચાર આવતો નહોતો. તે સારી પેઠે જાણતો હતો કે, માણસે કદિ પણ પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરવું ન જોઈએ. એ પ્રારંભિક દુઃખોએ જ તેના હૃદયમાં પ્રેમ તથા સહાનુભૂતિ ઉત્પન્ન કરી હતી. તે ભયંકર વિપદની વખતે પણ પોતાના કરતાં વધારે ગરીબોને મદદ કરવાનું પોતાનું મુખ્ય કર્ત્તવ્ય ગણતો હતો.

ડૉક્ટર જૉનસને એક વખત પોતાના મિત્રને કર્જ વિષે લખ્યું હતું કે,—"ભૂલથી પણ કદાપિ કર્જ કરતા નહિ. એને એક આપત્તિ સમાન જ માની લ્યો. હમેશાં પોતાની આવક કરતાં ઓછું ખર્ચ કરો. ન્હાનાં ન્હાનાં કર્જ ન્હાની ન્હાની ગોળીઓ જેવાં છે કે જે ચારે તરફથી તમારી પર આવી પડે છે. તમે કદાપિ તેનાથી બચી શકતા નથી. ગમે તે ઠેકાણે તમને જરૂર ઘા પડશે જ. મ્હોટાં મ્હોટાં કર્જ ગોળા જેવાં છે જે ગરબડ તો ઘણી કરે છે પણ નુકસાન બહુ કરતાં નથી. પ્રથમ તમારે ન્હાનાં ન્હાનાં કર્જ ચુકવી દેવાં જોઇએ, અને પછી શાંતિથી મ્હોટાં ચુકવવાની ચિન્તા કરો. જો તમે શાંતિ તથા સંતોષથી રહેશો અને આવક કરતાં કદિ પણ વિશેષ ખર્ચ કરશો નહિ, તો તમને કદિ પણ ઠોકર લાગશે નહિ."

દરેક માણસનું કર્ત્તવ્ય છે કે પોતાની આવક તથા ખર્ચનો બરાબર હિસાબ રાખો. મહિનાની આખરે થોડું ઘણું પણ પોતાના ભવિષ્યને માટે બચાવી બેંકમાં ભરી આવો. લેખકો તથા કવિયોએ તો આ બાબત ખાસ સ્મરણમાં રાખવી જોઇએ. જો તેઓ આંખો મિંચીને ખર્ચ કરે જશે, તો જરૂર તેઓ કર્જદાર થઈ જશે. પછી સમાજ તથા કાળને દોષ દેવાથી કંઈ પણ લાભ થશે નહિ. જેવું કરશે તેવું ફળ મળશે. થેકરે (Thackerny) લખ્યું છે કે, "જે

કોઇ માણસ પોતાની આવક કરતાં વિશેષ ખર્ચ કરે તથા લીધેલા રૂપિયા ચુકવી આપે નહિ, તેને તરત જ જેલખાનામાં નાખવો જોઇએ. પછી ભલે તે વકીલ હોય, લેખક હોય અથવા કવિ હોય, ગમે તે હોય." થેકરેનું આ વાક્ય જો કે ઘણા જણને ખરાબ લાગ્યું હશે, પરંતુ તેની સત્યતા વિષે સ્હેજ પણ સંદેહ નથી.

અમે સમાજ તથા દેશ ઉપર ઉપકાર કરીએ છીએ એમ સમજીને લેખકોએ મરજી પ્રમાણે ખર્ચ કરવું ન જોઇએ. અલબત જો કે સમાજ તેમની કૃતજ્ઞ છે, પરંતુ તેથી કરીને તેઓ યથેચ્છ સામાજિક અપરાધો કરે જાય અને સમાજ મુંગે મ્હોંયે તે જોયા કરે એવું બની શકે નહિ. સમાજ તથા પોતાની જાતને ખાતર આપત્તિકાળને માટે થોડું ઘણું બચાવી રાખવાની ઘણી જ જરૂર છે. તેમણે દેશને તથા સર્વ પુરૂષોને જરૂર મદદ કરવી જોઇએ. પરંતુ સર્વથી ઉત્તમ એ છે કે તેમણે પોતે જ પોતાને મદદ કરવી જોઇએ.

## પ્રકરણ ૧૪ મું.

### ધન તથા દાન.

૧. સંસારમાં એવા ઘણા આળસુ માણસો હોય છે કે, જેમને નોકરી કરીને મેળવેલા એક રૂપિયા કરતાં પણ ભીખ માગી પ્રાપ્ત કરેલો એક પૈસો વિશેષ પ્રિય લાગે છે.

૨. જો કે તમારી પાસે ધન છે, પરંતુ તમને તેનો સદુપયોગ કરતાં આવડતું નથી, તો એ ધન તમારે માથે એક બોજા સમાન છે, જે બોજો મૃત્યુ પછી જ ઉતરશે.

૩. ખોટી રીતે પૈસા પ્રાપ્ત કરીને દાન કરવું તેના કરતાં ન જ કરવું એ અધિક ઉત્તમ છે.

—વિદ્વાનોનાં વાકય.

*  *  *  *

દાતાર તથા દયાળુ થવા માટે ઓછું ખર્ચ કરવાની અત્યંત આવશ્યકતા છે. ઓછું ખર્ચ કરવાથી કેવળ આપણને જ નહિ, પરંતુ બીજા લોકોને પણ ઘણો લાભ થાય છે. ઔષધાલય, શિક્ષાલય, અનાથાશ્રમ, તથા વિધવાશ્રમ આદિ જે જે સાર્વજનિક સંસ્થાઓ સ્થાપિત થાય છે, એ તેનું જ શુભ પરિણામ છે.

જો પાસે પૈસા ન હોય તો બીજાઓનું ભલું કરવાનું તો એક તરફ રહ્યું પણ પોતાનું જ ગુજરાન થઈ શકતું નથી. એવી અવસ્થામાં આંધળાં, લુલાં તથા વિધવાઓને સહાયત ક્યાંથી આપી શકાય વારૂ ? સંસારમાં ઘણાં મનુષ્યોની એવી તો કઢંગી સ્થિતિ હોય છે કે, એ બિચારાઓને પેટ પૂરતું ભોજન પણ પ્રાપ્ત થતું નથી. જેઓને રહેવાને મકાન મળતું નથી તથા પહેરવાને વસ્ત્રો હોતાં નથી, એવા લોકોને સહાયતા આપવી, ભૂખ્યા લોકોને ભોજન કરાવવું, આંધળા, લુલા, લંગડા તથા સંકટમાં સપડાયેલા માણસોને ઉગારવા, તથા અજ્ઞાન—અભણ પુરૂષોને જ્ઞાન આપવું એ મનુષ્ય માત્રનો મુખ્ય ધર્મ છે. જેઓના હૃદયમાં પ્રેમનો અલ્પ પ્રવાહ પણ વહે છે, જેઓના હૃદયમાં ઇશ્વર પ્રત્યે સ્હેજ પણ શ્રદ્ધા હોય છે, તેઓ દયાળુતા તથા પરોપકારતાથી કદાપિ વિમુખ થતા નથી. દરેક માણસનું મુખ્ય કર્ત્તવ્ય છે કે, તે પોતે પોતાનાથી બની શકે તેટલું બીજાનું ભલું કરે. સમાજ એ અનેક માણસોની મંડળી છે, એથી જ્યાં સુધી સમાજનો પ્રત્યેક માણસ પોતાની ઉન્નતિ કરી શકતો નથી, ત્યાંસુધી સમાજની કદિ પણ ઉન્નતિ થઈ શકતી નથી.

જો સમાજનો એક પણ માણસ નિર્ધન અથવા અસહાય હોય અને સમાજનું તેની તરફ લક્ષ્ય ન હોય, તો એમ જ સ્હમજવું જોઇએ કે હજી સમાજ નીચી દશામાં જ છે—તેની ઉન્નતિ થઇ નથી. સમાજની ઉન્નતિને માટે સમાજના પ્રત્યેક સભાસદે પોતાની અને પોતાના પરિવારની તથા પોતાના જ્ઞાતિબન્ધુઓની ઉન્નતિ કરવાની તથા તેમની સાથે સહાનુભૂતિ રાખવાની અત્યંત આવશ્યકતા છે.

બીજાઓનું ભલું કરવા માટે મનુષ્યે ધનવાન જ હોવું જોઇએ, એવી કંઈ ખાસ જરૂર નથી. પરોપકારને માટે ધનની મદદ કરવી એ અગત્યનું કામ છે. કેટલાયે એવા માણસો થઈ ગયા છે કે, જેઓની પાસે ધનનું નામ નિશાન પણ નહોતું, પરંતુ પરોપકારમાં તેઓ લાખોપતિ તથા કરોડપતિઓથી પણ ચઢી ગયા હતા. તેઓ એવાં એવાં અખંડ કીર્તિકર કાર્યો કરી શકયા છે કે, જે અખૂટ લક્ષ્મીના સ્વામી પણ કરી શકયા નથી. એવાં માણસોનાં અસંખ્ય દષ્ટાંતો ઇતિહાસ આપણને પૂરાં પાડે છે. પ્રત્યેક યુગ, પ્રત્યેક કાળ અને પ્રત્યેક દેશમાં એવા મહાત્મા પુરૂષોએ જન્મ ધારણ કરી પોતાના સદુપદેશ તથા બાહુબળથી સંસારનું ભલું કરેલું છે. જે જે મહાત્મા પરોપકારી પુરૂષો પેદા થયા, તે તે પ્રાયઃ સર્વ ધનહીન હતા. તેમણે કેવળ ધન આપીને અસહાય પુરૂષોને જ સહાયતા કરી નથી; પરંતુ પોતાની મધુર ઉપદેશપૂર્ણ વાણીથી તેઓને એવા એવા માર્ગ દેખાડયા કે, જે દ્વારા અસંખ્ય પુરૂષો આળસનો ત્યાગ કરી શ્રમ, સાહસ તથા ઉદ્યોગને શરણે જઇ સ્વાવલંબનનો પાઠ શિખ્યા, અપવ્યયી અસંયમી પુરૂષોએ પોતાની વિષયવાસનાઓને તિલાંજલી આપી દઈ આત્મકલ્યાણને માટે ઉત્તમ ચારિત્ર ધારણ કર્યું. ઇસુ, ગૌતમ, મહાવીર આદિ મહાન્ ધર્માત્મા પુરૂષો એ મહાત્માઓમાંના જ

હતા. એજ પ્રમાણે જેટલા મ્હોટા મ્હોટા તત્વવેત્તા, વિદ્વાન, વિજ્ઞાનવારિધિ આ સંસારમાં થયા, તે સઘળા ધનહીન હતા; પરંતુ તેઓએ પોતાના બાહુબળથી જનસમૂહના હિતાર્થે અનેક વિદ્યાલય, પુસ્તકાલય વગેરે સ્થાપ્યાં તથા પુસ્તકો પ્રકટ કરીને સંસારને અતિશય લાભ કર્યો. વૉટ, ન્યૂટન, આચાર્ય હેમચન્દ્ર, કબીર, રામદાસ, તુકારામ, ઇશ્વિરચન્દ્ર વિદ્યાસાગર, સર સૈયદ અહમદ, દયાનંદ સરસ્વતી આદિ એ મહાત્માઓમાંના જ હતા. અદ્યાપિ પણ મિસિસ એનીબીસાન્ટ આદિ અનેક વ્યક્તિ વિદ્યમાન છે, જેઓ પોતાની વિદ્યા વડે સમસ્ત સંસારનું ભલું કરી રહી છે. થોડાક સમય પહેલાં યુરોપમાં ડોકટર ડાન નામનો એક પુરૂષ થઇ ગયો છે. પ્રથમ તે અત્યંત ગરીબ અવસ્થામાં હતો, પરંતુ પાછળથી તેની આવક વધી ગઈ હતી. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે, મારી આવક કંઈ નકામાં કાર્યોમાં ખર્ચ કરવા સારૂ વધી નથી, પરંતુ પરમાત્માએ મારી આવક એટલા માટે જ વધારી છે કે એથી હું મારા સહધર્મીઓ તથા જાતિબન્ધુઓનું કંઇક ભલું કરૂં. એવા વિચારનો અંતઃકરણમાં ઉદ્‌ભવ થવાથી તે પોતાની આવકમાંથી પોતાના ખર્ચ જેટલી રકમ કાઢી લઇને અવશેષ રહેલી સર્વ આવક ગરીબ લોકોને માટે ખર્ચી નાંખતો હતો, અને ખર્ચ પણ એવી રીતે કરતો હતો કે કોઇના જાણવામાં પણ આવતું નહોતું. તે એવું માનતો હતો કે, બીજાઓને કહીને કોઇને મદદ કરવી. એ મદદ કરેલી કહેવાય નહિ, કિંતુ પોતાની મ્હોટાઇ દેખાડી કહેવાય. જ્યારે બીજાઓને સહાયતા કરવી એ આપણો ધર્મ છે, ત્યારે એ સ્હમજી શકાતું નથી કે ખોટી ખ્યાતિને ખાતર લોકોમાં પોતાનાં તુચ્છ કાર્યોને પ્રકટ કરી પોતાનાં કરેલાં કાર્યો ઉપર શા માટે પાણી ફેરવવું. જે લોકો ખ્યાતિને ખાતર નહિ, પણ પોતાનું કર્ત્તવ્ય સ્હમજીને ઇચ્છા-

થી કંઇ શુભ કાર્ય કરે છે, તેઓના ઉપર જ પરમાત્મા પ્રસન્ન થાય છે. એવા અભિપ્રાયથી કેટલાયે કેદીઓને તેણે રૂપિયા આપીને કેદમાંથી મુક્ત કરાવ્યા, કેટલાયે જણને વાંચતાં લખતાં શિખવાડી વિદ્વાન્ બનાવ્યા અને કેટલીયે અનાથ વિધવાઓ તથા આશ્રયહિનોને ગુપ્તદાન દઇને તેઓનું પાલન પોષણ કર્યું. તેણે એ કાર્ય માટે એક ખાસ નોકર રાખ્યો હતો અને તેની મારફતે જ્યાં કોઇને સહાયતાની આવશ્યકતા હોય ત્યાં તે તરત જ યોગ્ય મદદ મોકલાવતો. એક વખત તેનો એક મિત્ર અમુક કારણથી નિર્ધન થઇ ગયો. એ વાત તેના જાણવામાં આવી કે, તરત જ તેણે તેને ઘેર ૧૫૦૦ રૂપિઆ મોકલાવી આપ્યા. તેના મિત્રે તે લેવાની ના પાડી, પરંતુ તેણે આગ્રહ પૂર્વક કહ્યું કે, "પ્રિય બન્ધુ, હું જાણું છું કે ઉદરનિર્વાહ અર્થે તારે કંઈ જરૂર નથી, પરંતુ મારો મિત્ર જે એક વખત ધનવાન હતો અને તેણે પોતાની સારી સ્થિતિમાં અનેક દુઃખી મનુષ્યોને સહાયતા કરી હતી, તે નિર્ધન અવસ્થામાં રહે, એ મારાથી સહન થઈ શકતું નથી. હું વિનંતી કરૂં છું કે, તું આ અલ્પ ભેટનો સહર્ષ સ્વીકાર કરી લે."

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર પણ એવા જ હતા. જ્યાં તેમના સાંભળવામાં આવતું કે, અમુક માણસ કર્જના બોજા તળે કચડાય છે— તેનાથી કર્જ ચુકવી અપાતું નથી—કે તે તત્કાળ ગુપ્ત રીતે તેનું કર્જ ચૂકવી આપતા હતા.

એવું જણાય છે કે આપણે રૂપિયાની પ્રશંસા કરવામાં અતિશય યુકિત કરીએ છીએ. આપણે રૂપિયાને સર્વ શકિતમાન સ્હમજીએ છીએ. આપણે માનીએ છીએ કે રૂપિયાની બરાબર સંસારમાં કોઇ પણ વસ્તુ નથી. રૂપિયા વડે જ સર્વ કાર્ય સિદ્ધ થઇ શકે છે; તેથી દરેક કાર્યને માટે રૂપિયા એકઠા કરીએ

છીએ. પાપી દુરાચારી પુરૂષોને સુધારવા માટે પણ રૂપિયાની આવશ્યકતા ગણીએ છીએ. પરંતુ સત્ય એ છે કે એ બાબતમાં રૂપિયા વડે કંઈ પણ થઇ શકતું નથી. દુષ્ટ-દુરાચારી પુરૂષોને સુધારવા સારૂ રૂપિયાની જરૂર નથી. એ માટે તો સદાચાર અને સચ્ચારિત્રની અત્યંત આવશ્યકતા છે. 'ધન' વડે જાતિમાં કોઈ પણ મહાન્ પરિવર્તન થઈ શકતું નથી. લોકોને અસંયમ, અધર્મ અને અદૂરદર્શીતામાંથી ઉગારવા માટે તથા તેઓને ઉત્તમ ઉપાયો દ્વારા સુખ સંપાદન કરવાને માટે શુદ્ધ અંતઃકરણ, નિઃસ્વાર્થ આત્મત્યાગ અને કઠિન પરિશ્રમની આવશ્યકતા છે. નિઃસંદેહ રૂપિયાથી થોડી ઘણી સહાયતાથી મળી શકે છે, પરંતુ રૂપિયા પોતે કંઈ પણ કરી શકતા નથી. મહાત્મા પાલે અડધા રોમ દેશમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કર્યો હતો, તો પણ તે પોતે ડેરા તંબુઓ બનાવીને પોતાનું ગુજરાન ચલાવતો હતો, દાન કરનાર ધનવાનો કરતાં સત્યપરાયણ, ધર્મનિષ્ઠ અને શુદ્ધ હૃદયના મનુષ્યોની અધિક આવશ્યકતા છે.

જ્યાં જુઓ ત્યાં લોકો રૂપિયાને સર્વથી ઉત્તમ અને શ્રેષ્ઠ વસ્તુ ગણે છે. કોઇ કોઇ ઠેકાણે તો વળી રૂપિયાને સાક્ષાત લક્ષ્મીદેવી કહીને આરાધ્ય દેવ તુલ્ય પુજે છે. ભારતવર્ષમાં તો દિવાળીને દિવસે ઘેર ઘેર લક્ષ્મીની પૂજા થાય છે. યાહુદી તથા યુનાની લોકો પણ રૂપિયાની પૂજા કરતા હતા. ન્હાનાં બાળકથી કે વૃદ્ધ પુરૂષ પર્યંત પ્રત્યેક વ્યક્તિ રૂપિયાનું નામ સાંભળતાં જ મનમાં ફૂલાઈ જાય છે. રાત દિવસ રૂપિયા ઉપર જ દૃષ્ટિ રહે છે. રૂપિયા જ ધન છે. રૂપિયાજ પ્રતિષ્ઠાનું કારણ છે. જેની પાસે રૂપિયા હોય છે તે પોતાને સર્વ પ્રાપ્ત થયેલું સ્હમજે છે. જેની પાસે નથી હોતા તે હમેશાં પ્રાપ્ત કરવાની જ ધુનમાં મચ્યા રહે છે. જ્યાં કોઈ બે આસામી

એકઠા થાય છે અને કોઈ સ્હામેથી જાય છે ત્યારે પ્રથમ એ પ્રશ્ન થાય છે કે એ કોણ છે? એની આવક શું છે? જો તમે કહેશો કે એ એક સજ્જન ધર્માત્મા પુરૂષ છે, તો કોઇ તેની તરફ ઝાંખીને જોશે પણ નહિ; કહેશે કે, જવા દો, એવા તો સેંકડો ભમ્યા કરે છે. પરંતુ જો તમે એમ કહેશો કે એ મ્હોટો ધનવાન છે, એને ત્યાં લાખો અને કરોડો રૂપિયાની સંપત્તિ છે, તો દરેકની દૃષ્ટિ તેની તરફ જશે. લોકો આગળ વધી વધીને તેને જોશે. ઇંગ્લાંડમાં એક સમય એવો હતો કે ધનવાનને પોતાની સ્હામેથી જતો જોવાને માટે સડક ઉપર સેંકડો માણસો ભેગા થઇ જતા હતા. એવી જ દશા આ દેશની અધાપિ પર્યંત છે. જ્યાં લોકોના સાંભળવામાં આવે છે કે, આજ અમુક રાજા અથવા મહારાજા નિકળશે, કે કલાકો પહેલાં રસ્તા ઉપર લોકોનાં ટોળેટોળાં ભેગાં થવા માંડે છે.

રૂપિયાનું નામ સાંભળતાં જ લોકોના મ્હોમાં પાણી ભરાઇ જાય છે. રૂપિયાને માટે જુઠું બોલતાં તથા ચોરી કરતાં જરા પણ અચકાતા નથી તથા જીવનના સઘળા ઉદ્દેશોને અને પોતાની જીંદગીને પણ અર્પણ કરવામાં શંકા થતી નથી. સેંકડે નેવું બલ્કે એથી પણ અધિક મનુષ્યો રૂપિયાની ઝુમમાં એવા તો બેશુદ્ધ રહે છે કે તેઓને સંસારમાં શું થાય છે, તેની ખબર પણ હોતી નથી. તેઓ રાત દિવસ રૂપિયાની ધૂનમાં જ તલ્લીન થઇ રહે છે. તેઓને ક્યાંથી ખબર પડે કે અમારા કેટલા ભાઇઓ અન્નના એક દાણા માટે તરફડે છે અને કેટલાં જણ રૂપિયાના અભાવથી અજ્ઞાન અવસ્થામાં પડી રહ્યા છે. તેઓને પોતાનાં વૈભવવિલાસો અતિપ્રિય છે. તેમના જીવનનો ઉદ્દેશ ( Eat, drink and be merry ) અર્થાત્ ખાવું પીવું અને આનંદ કરવો એ જ હોય છે. કોઇક જ

એવો ધનવાન હશે કે જે ધનનો બોજો શિર ઉપર ઉપાડવા છતાં પણ સંયમી અને પરિશ્રમી હોય. નહિ તો ઘણાખરા આળસુ, અસંયમી અને ભોગવિલાસપ્રેમી હોય છે.

એક અનુભવી વિદ્વાનનું કહેવું છે કે જો ધનને લીધે મનુષ્ય મનુષ્યને ભૂલી ન જાય, તો સંસારમાંથી અડધું પાપ એકદમ પલાયન થઇ જાય. જો સ્વામી પોતાના સેવક સાથે સહાનુભૂતિ રાખે તથા સેવક સ્વામી પ્રત્યે પ્રેમભાવ રાખે, તો આપણને કંઇ પણ કહેવાની તક મળે જ નહિ. ધનવાનોનું કર્ત્તવ્ય છે કે, પોતાનાથી થઈ શકે તેટલું પોતાના નોકરોનું ભલું કરવામાં સહેજ પણ વિલંબ ન કરવો પોતાની આવકમાંથી થોડી ઘણી રકમ જનસમૂહના હિતાર્થે અને વિશેષ કરીને પોતાને ત્યાં કામ કરનારાઓના હિતાર્થે, વિદ્યાલય, પુસ્તકાલય, ઔષધાલય આદિ સ્થાપવામાં તથા સારાં જાહેર મકાનો અને સારી સડકો બંધાવવામાં ખર્ચ કરે. એ પ્રમાણે કરવાથી કેવળ તેઓ જ નહિ, પરંતુ તેમનાં પુત્ર પૌત્ર પણ જન્મ જન્માંતર પર્યંત તેમનો આભાર માનશે. તેમ જ સાથે સાથે સમાજ તથા દેશનું પણ કલ્યાણ થશે.

મનુષ્ય ગમે એટલું ધન પ્રાપ્ત કરે, પરંતુ તેની ધન–તૃષા કદાપિ તૃપ્ત થતી નથી. તે રાત્રિદિવસ વધારે ને વધારે ધન એકઠું કરવાની લાલસામાં લપટાયેલો રહે છે. તન તોડીને એક એક પૈસો ભેગો કરે છે અને એક પૈસાને માટે હલકામાં હલકું કાર્ય કરતાં પણ શરમાતો નથી. તેની પાસે એટલું બધું ધન એકઠું થાય કે તે પોતાની જીંદગીભરમાં ખર્ચી પણ ન શકે, છતાં પણ તે બીજું વધારે પ્રાપ્ત કરવાની લાલસાનો ત્યાગ કરતો નથી. એથી જણાય છે કે એનું કારણ કેળવણીની અછત છે. ધનવાનોને ઉચ્ચ શિક્ષણ મળતું નથી. તેઓ ધનના નિશામાં ચકચૂર હોવાથી પોતે

ભણતા નથી, એટલું જ નહિ પણ પોતાના પુત્રોને ભણાવતા નથી. તેમને પુસ્તકો પ્રિય હોતાં નથી તથા સાહિત્ય પ્રત્યે પ્રેમ હોતો નથી. તેઓને તો ફક્ત લક્ષ્મીની જ લગની લાગેલી હોય છે. એના ઉપર જ તેઓ આસક્ત થઈ ગયેલા હોય છે. રૂપિયા જ તેમનો ધર્મ અને રૂપિયા જ તેમના આરાધ્ય દેવરૂપ હોય છે.

તેઓના હૃદયમાં રૂપિયાનું કંઇ એવું તો મહત્વ હોય છે કે વિદ્યા, ધર્મ, નીતિ, આદિ સર્વ કંઈ તેઓની નજરમાં તુચ્છ જણાય છે. એથી તેઓ પોતાના પુત્રોને શિક્ષણ આપવાનું અયોગ્ય ગણે છે. ધનવાનોના પુત્રો પ્રાયઃ ઉડાઉ જ જોવામાં આવે છે. પિતા પેટે પાટા બાંધીને પૈસા એકઠા કરી મૂકી જાય છે, અને પુત્ર પાણીની પેઠે ઉડાવી નાંખે છે. કોઈએ અક્ષરશઃ સત્ય કહેલું છે કે 'રૂપિયાને પાંખો હોય છે.' એવાં અસંખ્ય ઉદાહરણો મળી આવે છે કે પ્રથમ પેઢીએ રૂપિયા કમાઇને ભેગા કર્યા, બીજીએ વ્યર્થ ખર્ચોમાં પાયમાલ કરી નાંખ્યા અને ત્રીજી પાછી હતી તેવી ને તેવી જ થઈ ગઈ. દાદાજી કમાયા, બાપે ઉરાડયું અને છોકરાએ ભીખ તથા ચોરી આદિ કર્મો કરીને ગુજરાન ચલાવ્યું ! વેપારીઓની તો એવી અવસ્થા હમેશાં જોવામાં આવે છે કે જેઓ કાલે અમુક પેઢીઓ તથા કારખાનાઓના માલિક હતા; જેઓને ત્યાં લાખોની ઉથલપાથલ થઇ રહી હતી, તેઓનું કાલ સ્હાંજે દેવાળું નીકળ્યું અને તેઓ દેવાળીઆ તથા કંગાલ થઈ ગયા !

વૃદ્ધાવસ્થામાં આનંદપૂર્વક દિવસો વિતાડવા સારૂ યુવાવસ્થામાં સમય અને રૂપિયાનો સદુપયોગ કરવાની ઘણી જ જરૂર છે. પ્રત્યેક યુવકનું કર્ત્તવ્ય છે કે, તે પોતે જ્ઞાન, વિજ્ઞાન, કળાકૌશલ્યમાં નિપુણતા પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ કરે. આપણા જીવનકાળમાં કેટલોય સમય વ્યર્થ નષ્ટ થઇ જાય છે. જો આપણે એ સમય વ્યર્થ ન ગુમાવતાં પ્રતિ-

હાસ આદિનું મનન કરવામાં અથવા તો કંઇક નવિન શોધ કરવામાં લગાડીએ તો સંસારનું ઘણું ભલું થઇ શકે. રૂપિયા પ્રાપ્ત કરવાનો અભિલાષાનો અંત યુવાવસ્થામાં જ આવી જવો જોઇએ. વૃદ્ધાવસ્થામાં પણ રૂપિયા પ્રાપ્ત કરતાં રહેવું તથા તેને માટે સર્વ પ્રકારનાં સુખોને તિલાંજલી આપવી એ એક પશુ સમાન જીવન વ્યતિત કરવા જેવું છે. જે મનુષ્ય મરતાં મરતાં પણ રૂપિયાની લાલસાનો ત્યાગ કરતો નથી. તે જેવી રીતે બળદ તથા ગધેડાને મરતાં સુધી મજુરી કરાવે છે તેના જેવો છે. યુવાવસ્થા સખ્ત પરિશ્રમ કરવા સારૂ છે; પરંતુ વૃદ્ધાવસ્થા એકાંતમાં શાંતિથી કોઈ એવા વિષય પર વિચાર કરવા સારૂ છે કે જેથી સંસારનું ભલું થાય અને આત્માનું કલ્યાણ કરી શકાય. જો કોઇ ધનવાન માણુસ વૃદ્ધાવસ્થામાં પણ રૂપિયાની લાલસા ન છોડે તો આપણે કહી શકીએ કે તેને સુખ કદાપિ મળશે નહિ. એનું જીવન દુઃખમય રૂપમાં બદલાઇ જાય છે. એ રાતદિવસ ઘંટીની માફક ઘસાયા કરે છે. એથી સંભવ છે કે એનું ધન દરરોજ વધતું જાય, પરંતુ એવા ધનથી શું લાભ ? તે એ ધનને ભોગવી શકતો નથી અથવા ખર્ચી શકતો નથી. તેનું ધન લાભદાયક થવાને બદલે ઉલટું ચિન્તા તથા આપાત્તનું કારણ થઇ પડે છે. એ મનુષ્ય ખરેખર જ લાલચનો ગુલામ બની જાય છે. લાલચને વશ થઇને નીચમાં નીચ કાર્ય કરતાં પણ તે અચકાતો નથી. સર્વ જણ તેને તિરસ્કારપૂર્ણ દૃષ્ટિએ જુવે છે તથા તે પોતે પણ પોતાની નીચ અવસ્થાનો અનુભવ કરે છે.

એક ધનવાન માણુસે મૃત્યુ પહેલાં થોડા દિવસ ઉપર બેન્કમાંથી કેટલાક રૂપિયા તથા સુવર્ણ મહોરો મંગાવી. જ્યારે મૃત્યુકાળ નજીક આવી પહોંચ્યો, ત્યારે તેણે પોતાના હાથમાં એ

રૂપિયા તથા સોનામહોરો ભરી લીધી ! એનો પ્રાણ નિકળી જતો હતો, પરંતુ તેના હાથમાંથી રૂપિયા છુટતા નહોતા. તે બેશુદ્ધ અવસ્થામાં પણ રૂપિયા તથા સોનામહોરો ગણતો હતો અને મ્હોં પાસે લઇને ચુમ્બન કરતો હતો. તે મરી તો ગયો, પરંતુ રૂપિયા તેના હાથમાં જ રહી ગયા! એક બીજા મહાશય મરણ પર્યંત કહેતા હતા કે " મારા રૂપિયા મારી સાથે આવશે. હું મારા રૂપિયાનો માલિક છું. કોઇથી મને મારા રૂપિયાની બાબતમાં કંઈ પૂછી શકાય નહિ. પરંતુ તેને પણ ખાલી હાથે જ સર્વ છોડીને જવું પડયું. "

મહમૂદ ગજનવીએ પોતાનું તમામ જીવન રૂપિયા પેદા કરવામાં જ વ્યતીત કર્યું એ સર્વેના જાણવામાં છે. મૃત્યુ વખતે તેને એ વિચાર આવ્યો કે, અફસોસ, જે રૂપિયા મેં મારફાડ અને જુલમાટથી મેળવ્યા, જેને માટે ધર્મ કર્મ આદિ સર્વેનો નાશ કરી નાખ્યો, તે અહિંયા જ મુકીને ચાલ્યો જાઉં છું. હાય! મને એવી ક્યાં ખબર હતી કે એક દિવસ મારે એનાથી જૂદા પડવું પડશે. હું એમ સમજતો હતો કે, હું સદા સર્વદા જીવતો રહીશ અને મ્હારૂં ધન પણ મ્હારી સાથે જ આવશે. એથી મેં '**येन केन प्रकारेण**' જેમ ફાવ્યું તેમ ધન ભેગું કર્યું; પરંતુ હવે મને જણાયું કે આ ધન, આ સંપત્તિ સર્વ વિનશ્વર છે, માટે જીવનનો ઉદ્દેશ રૂપિયા પ્રાપ્ત કરવાનો નથી.

જો કે ધન અવશ્ય ઉપયોગી છે; પરંતુ ધનથી જ પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે, એ માનવું તદન ખોટું છે. મૂર્ખ અને અજ્ઞાન મનુષ્યો જ માત્ર ધનની પ્રશંસા કરે છે. વિદ્વાનો વિદ્યાની આગળ ધનને તરણા સમાન ગણે છે. કેટલાયે એવા ધનાઢયો પડયા છે કે જેઓને કોઈ જાણતું પણ નથી, પરંતુ જેનાથી સંસારનું કાંઇક ભલું થાય છે, તેમની જ સંસારમાં પ્રતિષ્ઠા વધે છે. જેમનાથી સંસારનું કંઇ ભલું થતું નથી, તેઓ ભલે પછી કરોડોપતિ હોય પણ ન હોવા સમાન જ છે. એ

સંબંધી ઇતિહાસ સાક્ષી પૂરે છે. અદ્યાપિ પર્યંત કોઈ પણ સ્થળે કેવળ ધનાઢ્ય મનુષ્યનું સ્મારક ચિહ્ન બનાવવામાં આવ્યું નથી. પણ વિદ્વાનોનાં, પરોપકારી પુરૂષોનાં, દેશભક્ત તથા નેતાઓનાં સ્મરણચિહ્ન અને સ્મારકો થાય છે. પરંતુ ધનવાનનું કંઇ શોધ્યું નામ નીશાન પણ જડતું નથી. કોઇએ અક્ષરશઃ સત્યજ કહ્યું છે કે,' યશ કંઇ બજારમાં વેચાતો મળતો નથી. પરંતુ એ તો ફક્ત ઉત્તમ કાર્યો કરવાથી જ સંપાદન થઇ શકે છે.'

ધન તથા સુખને એક બીજા સાથે બિલકુલ સંબંધ નથી. કોઇ વખતે તો ધન દુઃખ અને આપત્તિનું કારણ થઇ પડે છે અને કોઇ વખતે સુખ નિર્ધનતામાં પણ જોવામાં આવે છે. મહાન્ પુરૂષોનાં જીવનચરિત્રો વાંચવાથી જણાય છે કે, સર્વથી અધિક સુખ તેઓને ત્યારે જ પ્રાપ્ત થયું કે, જે વખતે તેઓ નિર્ધનતાની સાથે ધૈર્યથી તથા વીરતાથી યુદ્ધ કરી રહ્યા હતા. તે જ વખતે તેમણે બીજાઓનું ભલું કરવા માટે પોતાના સ્વાર્થનો ત્યાગ કર્યો, ભવિષ્યમાં સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે કરકસરનો અભ્યાસ કર્યો, પોતાના મનને તથા હૃદયને વિષયવાસનાઓ રહિત પવિત્ર બનાવ્યું તથા જ્ઞાન વિજ્ઞાનથી પોતાનું તથા દેશનું ભલું કર્યું. એક વિદ્વાન્ લખે છે કે, " હું મારી યુવાવસ્થાને કદાપિ ભૂલી જઈ શકતો નથી. જ્યારે હું એક વિદ્યાશાળામાં રહીને મફત ભણતો હતો અને જે વખતે મારી પાસે એક પૈસો પણ નહોતો, તે સમયનું જ્યારે જ્યારે મને સ્મરણ થાય છે, ત્યારે હું મનમાં ઘણો જ ફુલાઇ જાઉં છું.

ધનવાન તથા નિર્ધન બન્નેની સ્થિતિ એક સરખી નથી. બન્ને વચ્ચે ઘણું જ અંતર છે. ધનવાનને ધનવાન હોવાને લીધે નિર્ધન કરતાં કેટલાંયે વધારે રૂપિયા ખર્ચ કરવા પડે છે. દરેક જણની દૃષ્ટિ

તેના તરફ હોય છે—દરેક જણ તેને છેતરવાનો ઇરાદો રાખે છે. તેમ જ તેને પોતાને પોતાની સ્થિતિ અનુસાર અધિક ખર્ચ કરવું પડે છે અને તેને રાત્રિદિવસ ધનનું રક્ષણ કરવા ફિકર—ચિન્તા કર્યા કરવી પડે છે. ચોર વગેરેનો હમેશાં ભય રાખવો પડે છે. અને એ જ ચિંતામાં તેને રાત્રે સુખે નિદ્રા પણ આવતી નથી; રાત્રિ દિવસ જાગતાં જ રહેવું પડે છે; અર્થાત્ તે આ સંસારમાં અવતરીને પોતાની જીંદગી સુખ-શાંતિથી વિતાડી શકતો નથી.

વળી ધનાઢ્ય લોકો તરેહ તરેહના રોગોમાં સપડાયેલા રહેતા જોવામાં આવે છે. આળસાઈ અને અજીર્ણ તો કદિ તેમનો પીછો જ છોડતાં નથી. તેઓ રાત્રિદિવસ ગાદી તકિયા ઉપર પડયા રહે છે. તેઓ ઘણીવારે પચનાર—ભારે ભારે પકવાન જમે છે અને શ્રમ બિલકુલ કરતા નથી તેથી તેઓ હમેશાં રોગ વિષેની ફરિયાદો કર્યા કરે છે અને ડાક્તરની દવા પી પીને શરીર સાથે પૈસાની પાયમાલી કરે છે. શ્રમ તથા પાચનશક્તિને ઘણો ગાઢા સંબંધ છે. પરિશ્રમ કરવાથી પત્થર પણ પચી જાય છે; પરંતુ આળસુપણે એક ઠેકાણે બેસી રહેવાથી તથા શરીર પાસે બિલકુલ કામ નહિ કરાવવાથી હલકામાં હલકો પદાર્થ પણ પાચન થઈ શકતો નથી. એક વિદ્વાન્ કહે છે કે, "પ્રકૃતિના નિયમોમાં કોઇપણ જાતનો અંતરાય હોતો નથી. તે સર્વની સાથે સરખી જ રીતે વ્યવહાર રાખે છે. જો કે ધનવાન પુરૂષોને ધનને લીધે સુખ મળે છે ખરૂં, પણ તેને બદલે અજીર્ણ આદિ રોગોને લીધે કષ્ટ પણ તેઓને જ સહન કરવું પડે છે. તેવીજ રીતે નિર્ધન પુરૂષો નિર્ધન-તાને લીધે કષ્ટ ભોગવે છે, પણ તેના બદલામાં પાચનશક્તિ તથા નિરોગતાને લીધે સુખ પણ તેઓને જ પ્રાપ્ત થાય છે. સંસારમાં એવી કોઇ પણ વ્યક્તિ હૈયાતી ભોગવતી નથી, કે જે સર્વ પ્રકારે સુખી

હોય. સર્વ જણ કોઇને કોઈ કારણથી દુઃખી રહ્યા કરે છે.”

ઘણા લોકો બીજાઓની પાસેનું ધન જોઇને પોતાના હૃદયમાં બળ્યા કરે છે, પણ એ તેમની નીચતા છે. ધન કંઈ સ્હેલાઇથી પ્રાપ્ત થઈ શકે એવી વસ્તુ નથી. એને મેળવવું અત્યંત મુસ્કેલીભર્યું કાર્ય છે. એને માટે અનેક આપત્તિઓ તથા સંકટો સહન કરવાં પડે છે. જેમણે ધન પ્રાપ્ત કર્યું છે, તેમણે મ્હોટી મ્હોટી મુશ્કેલીઓ ભોગવી છે. ડગલે ડગલે વિપદની સ્હામે તેમને બાથ ભીડવી પડી છે. ઘણીવાર ઇન્દ્રિયોનું દમન કરવું પડયું છે તથા ઇચ્છાઓને કાબૂમાં રાખવી પડી છે. એવી એવી અનેક આપત્તિઓ ભોગવીને તેમણે ધન પ્રાપ્ત કરેલું છે, પરંતુ કેટલીક વખત એવું જોવામાં આવે છે કે, એટલી એટલી આપત્તિઓ ભોગવીને પ્રાપ્ત કરેલું ધન તેમના વંશે અલ્પ મુદતમાં પાયમાલ કરી નાખેલું છે.

દરેક જણ નિર્ધનતાને ઘણી જ ખરાબ ગણે છે; પરંતુ એ પણ તેઓની મ્હોટી ભૂલ છે. નિર્ધન હોવું એ કંઈ પાપ નથી. નિર્ધનતામાં કંઈ નિંદા કિંવા અપમાન પણ નથી. બલકે ઘણા જણે તો નિર્ધનતાની પ્રશંસા સુદ્ધાં કરેલી છે. જે મનુષ્ય કંઇ પાપકર્મ કરતો નથી તથા રૂપિયાના લોભમાં લલચાઈ જઇને પોતાના ગૌરવને નષ્ટ કરતો નથી, તે નિર્ધન હોય તોપણ મહાન્ પ્રતિષ્ઠિત છે. જે માણસ પોતાનું ખર્ચ નિભાવીને થોડું ઘણું બચાવે છે તથા દરેક વસ્તુ રોકડા પૈસા આપીને ખરીદે છે, તે કદિ પણ નિર્ધન કહેવાતો જ નથી. તે હમેશાં મોદી તથા કાપડીઆના કરજદાર રહેનાર આળસુ ધનવાન કરતાં અધિક દરજ્જે સુખી છે. એક વિદ્વાન્ કહે છે કે, “જે માણસ પાસે કંઈ નથી, તે ગરીબ નથી; પરંતુ જે માણસને કંઈ કામ ધંધો નથી અથવા તે કામ કરી શકતો નથી તે જ ગરીબ છે. જે માણસ કામ કરવાને

યોગ્ય છે તથા કામ કરે છે, ને જે માણુસ પાસે હજારો રૂપિયા છે, પરંતુ જેની પાસે કંઈ કામ કરવાનું નથી તેના કરતાં લાખ દરજ્જે સારો છે."

નિર્ધનતાથી મનુષ્યની બુદ્ધિ વૃદ્ધિ પામે છે. જેટલા ઘણા શ્રીમંત માણસો થઇ ગયા, તેઓ સર્વ ઘણાખરા શરૂઆતમાં નિર્ધન હતા. નિર્ધનતાથી મનુષ્યનું આચરણ સુધરે છે અને ચારિત્ર વધે છે. સાહસી મનુષ્યોને કઠિન કામ જ પ્રિય લાગે છે. ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે કે, જેટલા પરોપકારી, દયાળુ તથા સત્યવક્તા મહાન્ પુરૂષો થઈ ગયા છે, તેઓ ઘણાખરા ગરીબ અવસ્થામાં ઉત્પન્ન થયા હતા. એક ધર્મોપદેશકે કહ્યું છે કે, "ઈશ્વરે નિર્ધનતાને ઉત્પન્ન કરી છે, પરંતુ દીનતાને ઉત્પન્ન કરી નથી. એ બન્ને વચ્ચે ઘણું જ અંતર છે. નિર્ધનતા આદરણીય અને દીનતા ઘૃણિત છે. નિર્ધનતાથી અપમાન થતું નથી, પણ દીનતાથી તો અપમાન થાય છે."

સંસારમાં ગરીબ વર્ગ જ સૌથી વધારે સુખી છે. ધનવાન રાત્રિ-દિવસ ચિન્તાઓમાં નિમગ્ન રહે છે. ગરીબ પોતાની અલ્પ આવક ઉપર જ સંતોષ માની લે છે અને તે પ્રમાણે તે પોતે ખર્ચ કરે છે; પરંતુ પૈસાદારોને તો કદાપિ સંતોષ જ થતો નથી. તેઓ ધનના દાસ બનીને રહે છે. ધનને લીધે તેઓ અભિમાનના શિખરે ચઢી જાય છે અને ધનને માટે જુઠું પણ બોલે છે. એક વિદ્વાન્ કહે છે કે, "સંતોષી માણસનો એક રૂપિયો અસંતોષી માણસના હજાર રૂપિયા કરતાં અધિક ઉત્તમ છે."

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, ધનને અને દાનને શો સંબંધ છે તથા દાન કરવામાં ધન કેટલું ઉપયોગી થઇ શકે છે ? આજકાલ જ્યાં જોશો ત્યાં દાનની જ ચર્ચા ચાલે છે. દરેક ઉપદેશક પોતાના વ્યાખ્યાનમાં કોઇને કોઈ દાનશાળાને દાન કરવાનો ઉલ્લેખ કર્યા કરે

છે. જ્યાં જુઓ ત્યાં ભિખારીઓનાં ટોળેટોળાં દૃષ્ટિએ પડે છે. જો કે દરરોજ હજારો અને લાખો રૂપિયાનાં ઉઘરાણાં થાય છે, તોપણ ભિખારીઓની સંખ્યા ઓછી થતી જણાતી નથી–દિવસે દિવસે વધતી જ જાય છે. આજથી દશ વીશ વર્ષ પહેલાં જેટલા ભિખારીઓ હતા તે કરતાં અત્યારે બમણા અને ત્રણગણા થઇ ગયા છે. એનું મૂળ કારણ શોધી કાઢવા માટે જો તપાસ કરવામાં આવે તો જણાશે કે, આપણા દેશમાં જે લાખો રૂપિયા સદાવર્ત આદિ કાર્યોમાં ભિક્ષુકોને આપવામાં આવે છે, તે જ ભિક્ષુકોની સંખ્યા વધારનાર છે. જ્યાંસુધી ભીખ માંગતા ભિખારીઓને પૈસા મળ્યા જશે તથા સદાવર્તમાં ભોજન મળતું રહેશે, ત્યાં સુધી તેઓની સંખ્યા કદાપિ ઓછી થવાની નથી. એમાં જે રૂપિયા ખર્ચ થાય છે, તે કદાપિ દાન કહેવાય નહિ–તેને કુદાન કહેવાય. એથી કંઇ પુણ્ય થતું નથી પરંતુ પાપની વૃદ્ધિ થાય છે. લોકોને શ્રમ, સંયમ અને સાહસની સાથે ઘૃણા બંધાય છે અને આળસ તથા અસંયમની સાથે પ્રીતિ થાય છે.

આ દેશમાં ભીખ માગવું એ સ્વાભાવિક જ થઈ પડયું છે. અહિંયા ભીખારીઓની સંખ્યા બાવન લાખ કરતાં પણ વિશેષ છે. આઠ નવ વર્ષનાં બાળકો પણ બીજાઓનું જોઇને ભીખ માગવા લાગે છે. જો એ લોકો કામ ધંધે લાગે તો એથી સંસારને કેટલો બધો લાભ થાય વારૂ? પરંતુ જ્યારે તેઓને વિના મહેનતે અને વિના ભણે ગણે જ આપોઆપ રૂપિયા મળે છે, તો પછી મહેનત કરવાની શી જરૂર છે? તેઓનું જોઇને બીજા મહેનતુ પણ તેઓનું અનુકરણ કરે છે. મહેનતુ માણસો તો મજુરી કરીને ચાર છ આના કમાય છે, પરંતુ ભીક્ષુકોને તો વખતે રૂપિયો રૂપિયો પણ દરરોજ મળે છે.

એ ભીખ માગનારાઓ બે જાતના હોય છે. કેટલાકો તો એવા

હોય છે કે રૂપિયા એકઠા કરે છે અને એક પૈસો પણ ખર્ચતા નથી. તે એટલે સુધી કે દિવસોના દિવસો કડાકા જ ખેંચે છે, પરંતુ પાસેથી એક પૈસો ખર્ચતા નથી. તેઓને રૂપિયાનો એક પ્રકારનો તીવ્ર મોહ લાગે છે. એવા કેટલાયે ભિખારીઓ પાસેથી મરણ પછીથી મ્હોટી મ્હોટી રકમો નિકળે છે. કેટલાક ભિખારીઓ વળી એવા થાય છે કે, દિવસે ભીખ માગીને જેટલું મેળવ્યું હોય છે, તેટલું સઘળું રાત્રે કુમાર્ગે વ્યર્થ ગુમાવી નાંખે છે. તપાસ કરતાં જણાય છે કે એ લોકો વ્યસની તથા વ્યભી‐ચારી હોય છે. એ લોકો ભીખ માગીને મેળવેલા પૈસાથી એવાં એવાં કુકર્મો કરે છે કે જે કહેતાં પણ શરમ આવે છે. સમસ્ત દુનિ‐યાના અવગુણ એ લોકોમાં જ આવીને ભરાઇ રહેલા હોય છે. દિવસે તો એ લોકો ગરીબ ગાય જેવા રખડે છે, પરંતુ રાત્રિ પડતાં કંઇક નવિન જ રૂપ ધારણ કરી લે છે. દિવસે ફાટેલાં તૂટેલાં વસ્ત્રો પહેરીને ફરે છે, પરંતુ રાત્રે દિલ્લીના નવાબ જેવા બની જાય છે. એવાં લોકોને લીધે જ દિન પ્રતિદિન પાપ તથા દુરાચાર વધે છે. ખૂના–મરકી, ચોરીઓ વગેરેના એ લોકો જ નેતા તથા ઉત્તેજક હોય છે. એ બહુરૂપીઓએ સંસારને ઘણો જ ઠગ્યો છે અને ઠગે છે.

જો એ વિષે વિચાર કરવામાં આવે તો એનું મૂળ કારણ આપણે પોતે જ છીએ. જો આપણે એ લોકોને પૈસા આપીયે નહિ, તો તેમ‐નાથી કંઈ જ થઇ શકે નહિ. આપણે એમ માનીએ છીએ કે એ બિચારા બહુ ભૂખ્યા છે, તેથી એમને આપવાથી ઘણું પુણ્ય થશે. અન્ન‐દાન જેવું ઉત્તમ દાન કોઇ પણ નથી. એવા વિચારથી જ આપણે તેઓને કંઇને કંઈ આપીએ છીએ; પરંતુ એ આપણી ભૂલ છે. એવાને આપવાથી જરા પણ પુણ્ય થતું નથી, પણ ઉલટું પાપ થાય છે. એવા લોકોને આપવું એ દાન નહિ, પરંતુ કુદાન કહે‐

વાય. એવા લોકો દાનને પાત્ર નથી, કિંતુ કુપાત્ર છે. કુપાત્રને દાન આપવાથી કેટલુંક નુકસાન થાય છે. એક તો નકામું ખર્ચ, બીજું લોકોને કામ કરતા અટકાવી આળસુ બનાવવા, ત્રીજું પાપ કૃત્યો અને દુરાચારનો પ્રચાર કરવો. શાસ્ત્રકારોએ શાસ્ત્રમાં દાન કરવાનું જણાવ્યું છે, તેનો હેતુ એવો છે કે, જે લોકો વાસ્તવિક ભૂખ્યા હોય તેઓને જ અન્નદાન આપવું જોઇએ, અર્થાત્ જેઓ રોગી, આંધળા, પાંગળા તથા કાર્ય કરવાને અશક્ત હોય તેમને જ દાન આપવું. એવા લોકો ઘણા જ થોડા નિકળશે અને તેઓને પેટ પૂરતું ભોજન કરાવવાને અથવા તો તેઓનું ઔષધ વગેરેની ગોઠવણ કરવાને માટે ઘણું જ થોડું ખર્ચ થશે. તેઓને માટે ઠેકાણે ઠેકાણે દવાખાનાં ઉઘાડેલાં છે, જ્યાં કંઈ પણ ફી લીધા વિના તેઓને કપડાં લત્તાં આપવામાં આવે છે તથા તેમની દવા કરવામાં આવે છે.

એ સિવાય આજકાલ સૌથી ઉત્તમ દાન વિદ્યાદાન છે. વિદ્યા વડે મનુષ્ય પોતાનું કર્ત્તવ્ય તથા અધિકાર ઓળખી શકે છે. શું યોગ્ય છે અને શું અયોગ્ય છે, તેનું જ્ઞાન વિદ્યા વડે જ થાય છે. વિદ્યા વડે જ મનુષ્ય સભ્ય તથા પ્રતિષ્ઠિત કહેવાય છે અને વિદ્યા વડે જ તે પોતાના આત્મગૌરવનું રક્ષણ કરી શકે છે. એવી વિદ્યાનો પ્રચાર કરવા તાત્કાલિક ઉપાયો લેવા એ ધનવાનોનું કર્ત્તવ્ય છે. વિદ્યાની વૃદ્ધિ કરવા માટે નિશાળો સ્થાપવી, વાંચનાલયો તથા પુસ્તકાલયો સ્થાપવાં, ઉત્તમોત્તમ પુસ્તકો, માસિકપત્રો તથા વર્તમાન પત્રો પ્રકટ કરવાં એ સૌથી ઉત્તમ દાન છે. જો પ્રત્યેક માણસ એક વખત ફક્ત એક જ પૈસો આપે, તો ૩૦ કરોડ ભારતવાસીઓમાંથી ૫૦ લાખ રૂપિયા એક જ મિનિટમાં એકઠા થઇ જાય. કોઈ ભિખારીને ભાંગ કિંવા ગાંજો પીવાને માટે એક પૈસો આપે તેના કરતાં જો તે પૈસો વિદ્યાને

માટે આપે, દેશ ઉપર તો કેટલો બધો ઉપકાર થઇ શકે વારૂ !

આ દેશમાં આજકાલ ચારે તરફ અજ્ઞાનાન્ધકાર ફેલાઇ ગયો છે, તેથી અનેક નુકસાનકારક રિવાજોએ પોતાનો પગપેસારો કર્યો છે. એ અજ્ઞાનને દૂર કરવા માટે દરેક મનુષ્યનું કર્ત્તવ્ય છે કે પોતાની આવકમાંથી અમુક રૂપિયા વિદ્યાના પ્રચાર અર્થે અલગ કાઢવા. ધનવાનોએ એ તરફ વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. તેઓએ પોતાની લક્ષ્મીને એવાં કાર્યોમાં વાપરીને સદાને માટે યશના ભાગીદાર બનવું ઉચિત છે. એના જેવું સંસારમાં કોઇ પુણ્યનું કામ નથી. એના જેટલી કીર્તિ બીજા કોઈ પણ કાર્યમાં નથી. જે લોકોએ એવા કાર્યમાં પોતાની મિલકત અર્પણ કરેલી છે, તેઓ ભલે હમણાં હૈયાત ન હોય, પણ તેમનાં નામ ઇતિહાસમાં અજર અમર થયાં છે. મુંબઇના સ્વર્ગવાસી માન્યવર શેઠ પ્રેમચંદ રાયચંદનું નામ સર્વત્ર વિખ્યાત છે. જ્યાં સુધી કલકત્તા વિશ્વવિદ્યાલય અસ્તિત્વ ધરાવે છે, ત્યાં સુધી તેમનું નામ સૂર્ય સમાન પ્રકાશિત રહેશે. જ્યાં સુધી અલીગઢની મોહોમેડન કોલેજ અને મુસલમાન જાતિની હયાતી છે, ત્યાંસુધી સર સૈયદ અહમદનું નામ ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાયેલું રહેશે. જગત્ પ્રસિદ્ધ કરોડપતિ મી. એન્ડ્રુ કાર્નેગીનું નામ શાથી એટલું પ્રખ્યાત છે ? એના ઉત્તરમાં એટલું જ કહેવાનું કે તેમણે પોતાની દોલત જ્યાં ત્યાં વિદ્યાનો પ્રચાર કરવા માટે ખર્ચી. એ પ્રમાણે જેમણે પોતાની મિલકત વિદ્યાર્થે અર્પણ કરી છે, તેઓ મહાન્ પુણ્યના ભાગી બન્યા છે.

ભારતવર્ષમાં વિદ્યાની ઘણી જ જરૂર છે. આપણા સમ્રાટ્ મહારાજાધિરાજ જ્યૉર્જ પંચમે પણ એવું સમજીને જ વિદ્યાનો પ્રચાર કરવા માટે અતુલ દાન અર્પણ કર્યું છે. હવે ધનવાનોનું કર્ત્તવ્ય

છે કે તેઓએ સમ્રાટનું અનુકરણ કરીને યથાશક્તિ દાન વિદ્યાર્થે કરવું. વળી ગરીબ વિદ્યાર્થીઓને સ્કૉલરશીપો (છાત્રવૃત્તિઓ) આપીને અભ્યાસમાં સુગમતા કરી આપવી. તેઓના હિત માટે વસતિગૃહો, પુસ્તકાલયો, ઔષધાલયો, તથા વ્યાયામશાળાઓ સ્થાપવી. જનસમાજનું કર્ત્તવ્ય છે કે, જે ભિક્ષુકો મહેનત મજુરી કરીને કમાઈ શકે એવા છે, તેઓને એક પૈસો પણ ન આપતાં, તેઓને મહેનત મજુરી કરીને કમાવાનો જ ઉપદેશ આપવો. એટલા માટે જ સરકાર દુષ્કાળ સમયે લોકોને માટે કંઈ કામ ઉઘાડે છે. જો એ લોકોને કામમાં લગાડવામાં ન આવે, તો એ સઘળા લોકો ઘેરઘેર ભિક્ષાવૃત્તિ માટે રઝળ્યા કરે છે. જે લોકો પોતાના હાથથી કમાવાને અશક્ત છે. અર્થાત્ જેઓ આંધળા, લુલા છે, તેઓને માટે એવાં આશ્રયસ્થાન બંધાવવાં જોઇએ કે જ્યાં તેઓને પેટ પૂરતું ભોજન મળે. સદાવ્રતમાં તો અશક્ત સશક્ત વગેરે સર્વને મળે છે; પરંતુ અપંગોના આશ્રયસ્થાનોમાં તો જેઓ દાન મેળવવાને પાત્ર હોય તેઓને જ દાન મળી શકે. અનાથો, વિધવાઓને માટે અનાથાશ્રમ તથા વિધવાશ્રમ સ્થાપવાં જોઇએ, કે જ્યાં તેઓને સર્વ પ્રકારનું શિક્ષણ આપવામાં આવે. યૂરોપમાં ભિખારીઓથી રસ્તા ઉપર કદાપી ભીખ માંગી શકાતી નથી. ત્યાં આંધળા પાંગળાઓને માટે આશ્રમસ્થાનો તથા અનાથાલયો બનાવેલાં હોય છે. ત્યાંના અનાથાશ્રમનાં બાળકોમાંથી કેટલાંક મ્હોટા મ્હોટા વિદ્વાન્ થઇને નિકળે છે. આ દેશમાં પણ એવાં જ કાર્યોમાં દાન આપવાની આવશ્યકતા છે.



## પ્રકરણ ૧૪ મુ.

### નિરોગી ઘર.

૧. જે ઘરમાં આપણે નિવાસ કરીએ છીએ, તે સભ્યતાનું સર્વથી ઉત્તમ સાક્ષીરૂપ છે.

૨. ચોકખાઇ એ તંદુરસ્તીની જડ છે અર્થાત્ સ્વચ્છતા સ્વાસ્થ્યનું મૂળ છે.

૩. દુર્ગંધ તથા ગંદાપણાથી સદ્‌ગુણ હજારો ગાઉ દૂર ન્હાસી જાય છે. —**વિદ્વાનોનાં વાક્ય.**

* * * *

સ્વાસ્થ્યને લોકો ધન કહે છે. ઉર્દુમાં પણ કહેવત છે કે, "**તંદુરસ્તી હજાર ન્યામત હૈ.**" ખરૂં જોતાં આરોગ્ય વિના સઘળી સંપત્તિ નકામી છે. દરેક માણસ—પછી ગમે તો તે મગજનું કામ કરતો હોય કે હાથપગથી મહેનતનું કામ કરતો હોય—પણ તે સ્વાસ્થ્ય—આરોગ્યને અધિક મૂલ્યવાન ગણે છે; નિઃસંદેહ શરીરના સ્વાસ્થ્ય વિના જીંદગી નિષ્ફળ તથા બોજા સમાન છે. પ્રકૃતિએ આપણા શરીરનું એવું બંધારણ બાંધ્યું છે કે જો કોઈ અંગ અથવા ઉપાંગમાં જરા પણ ખોડખાપણ હોય, તો આપણને કદાપિ સુખ મળતું નથી. સુખ એ જ જીવનનો મૂળ ઉદ્દેશ છે.

જ્યારે આપણી સર્વ ઇન્દ્રિઓ તથા સર્વ અંગ નિરોગી અવસ્થામાં હોય, ત્યારે જ આપણને સુખ પ્રાપ્ત થઇ શકે છે. જો કે ફક્ત શારીરિક સુખ જ જીવનનો ઉદ્દેશ નથી, પરંતુ એ વાત ચોક્કસ છે કે શારીરિક સુખ અર્થાત્ આરોગ્ય ઉપર જ જીવન અવલંબી રહેલું છે.

જેનું જેટલું સ્વાસ્થ્ય સારૂં હોય છે તેટલું જ તેનું આયુષ્ય દીર્ઘ હોય છે અને જેટલું જેનું સ્વાસ્થ્ય ખરાબ હોય છે, તેટલો જ વહેલો તે મોતના પંઝામાં સપડાય છે. અર્થાત્ બીજા શબ્દોમાં કહીએ તો મનુષ્યનું શારીરિક સુખ વધવાથી આયુષ્ય વધે છે અને ઘટવાથી આયુષ્ય ઘટે છે.

સુખ એ સ્વાસ્થ્યની નિશાની છે અને દુઃખ મોતનો સંદેશો લાવનાર છે. પરંતુ યાદ રાખવું કે દુઃખ એ બિલકુલ ખરાબ વસ્તુ નથી પણ આપણું ઘણું જ હિતેચ્છક છે. જો આપણને કંઈક શારીરિક દુઃખ થાય છે, તો આપણે તરત જ જાણી શકીએ છીએ કે આપણે અવસ્ય કુદરતના કોઈ નિયમનું ઉલ્લંઘન કર્યું છે તથા કોઈ પ્રાકૃતિક સિદ્ધાન્તની અવજ્ઞા કરી છે. રોગ શું છે? તે એક રીતે આપણી અવસ્થા ઉપર હમેશાં દેખરેખ રાખનાર પહેરેગીર છે. આપણે જરાક ગરબડ કરી અથવા સહેજ પણ સાવચેતી ઓછી રાખી તો એ તરત જ આવીને આપણને ઘેરી લે છે અને એકદમ મ્હોટેથી પોકારીને કહે છે કે "જો તમે સુખી થવા ઇચ્છતા હો તો પોતાની અવસ્થા સુધારી લ્યો. પ્રકૃતિમાતાના શરણમાં આવો, અને તેની આજ્ઞાનું તથા શિક્ષાઓનું પાલન કરો." એથી જણાય છે કે દુઃખ તથા રોગ પણ એક રીતે સ્વાસ્થ્યને માટે હિતકર છે.

એટલા માટે શારીરિક સુખ અથવા સ્વાસ્થ્યને માટે પ્રકૃતિના નિયમોનું પૂરેપૂરૂં પાલન કરવાની આવશ્યકતા છે. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એ નિયમો કયા છે તે જાણવા સારૂ પ્રકૃતિએ આપણને વિવેક તથા બુદ્ધિ આપી છે. જો આપણે એનો ઉપયોગ ન કરીએ અને અંધાધુંધીમાં રહીએ, તો પરિણામ એ આવશે કે આપણું આરોગ્ય બગડતાં બિલકુલ વિલમ્બ લાગશે નહિ.

આપણી પ્રકૃતિ સ્હેજ પણ અસાવધાનીને સહન કરી શકતી નથી. જો આપણાથી કદાપિ રાજ્યનો અપરાધ થઈ જાય તો ક્ષમા પણ મળે; પરંતુ પ્રકૃતિના દરબારમાં ક્ષમાનું નામ જ નથી. લાખો બૂમો પાડો, પણ કોઈ સાંભળશે જ નહિ. દંડ સિવાય કોઇ પણ અપરાધને માટે ક્ષમા કરવામાં આવતી નથી. ગુન્હો કરતાં વાર લાગે છે; પરંતુ સજા મળતાં વાર લાગતી નથી. વાંચકોને કદાચ આશ્ચર્ય થતું હશે, પરંતુ એ વિષયમાં એક અક્ષર પણ અસત્ય નથી. હંમેશાં આપણે આપણી નજરે પ્રકૃતિની વિરૂદ્ધ જનારની દુર્દશા થતી જોઇએ છીએ. જ્યાં કોઈ આળસુ–નિરૂદ્યમી માણસે સ્હેજ વધારે ખાઇ લીધું કે કબજીઆત તથા મંદાગ્નિરોગ તરત જ તેના ઉપર આક્રમણ કરે છે. કોઈ ચીકણો પદાર્થ ખાઇને પાણી પીઓ કે તરત જ ઉધરસ થશે. એક રાત પણ ભીનાશમાં સૂઇ રહો કે તરત જ બીજે દિવસે આખા શરીરમાં ચસકા થવા લાગશે. એ પ્રમાણે ઘણા રોગ થઇ જાય છે અને તેથી કેટલીક વખતે મૃત્યુના ગ્રાસ થવું પડે છે.

જેવી રીતે સ્વાસ્થ્ય સંબંધી નિયમોનું પાલન ન કરવાથી આપણા શરીરને દુઃખ પડે છે, તેવી જ રીતે આપણી સોસાયટી વા સમાજને પણ હાનિ થાય છે. જે પોળો અને ગલીઓમાં ઘણી ગંદકી હોય છે, અને જ્યાં પ્રકાશ અથવા સ્વચ્છ હવા આવતી નથી, ત્યાંથી જ પ્લેગ, કોલેરા, મહામારી વગેરે શરૂ થાય છે. જ્યાં અંગ્રેજ લોકો રહે છે, ત્યાંથી પ્લેગની શરૂઆત થઇ એવું કોઇ શહેરમાં બન્યું હોય એવું ભાગ્યે જ સાંભળવામાં આવે છે. પણ જ્યાં કસાઇ, ચમાર વગેરે ગંદા લોકો રહે છે અથવા જેઓ ગીચ વસ્તીમાં રહે છે કે, જ્યાં પ્રકાશ તથા હવા પ્રવેશ કરી શકતાં નથી, ત્યાંથી જ પ્રથમ એ મહામારીઓની શરૂઆત થયેલી સંભળાય છે. એ બીમારીઓને લીધે

જેટલા માણસો મરી જાય છે, તે સર્વનું કારણ માત્ર આપણે જ લોકો છીએ. જો આપણે સ્વચ્છતા રાખીએ તો કદાપિ એ રોગના પંઝામાં સપડાઇએ નહિ.

સ્વાસ્થ્યને માટે સૌથી જરૂરની વસ્તુ સ્વચ્છ હવા છે. હવા સિવાય એક મિનિટ પણ જીવવું અશક્ય છે. ખોરાક તથા પાણી ભલે ન મળે, પણ હવાની હમ્મેશાં જરૂર રહે છે. જ્યાં અધિક મનુષ્યો રહે છે, ત્યાં જો હરઘડી સ્વચ્છ હવા આવજાવ ન કરે તો ત્યાંની હવા વિષમય થઇ જાય છે. જો હવા આવવા માટે ઘરને પૂરતાં બારી બારણાં ન હોય તો ત્યાંની હવા કારબોનિક ગ્યાસવાળી થઈ જાય છે. જે હવા શરીરમાંથી એકવાર નિકળે છે, તે જ જો ફેફસામાંથી થઇને બીજીવાર નિકળી જાય તો વિષરૂપ થઈ જાય છે. એટલા માટે તાજી–સ્વચ્છ હવાની ઘણી જ જરૂર છે. કેટલાંયે મનુષ્યો સ્વચ્છ હવા ન મળવાથી ગુંગળાઇને મરી જાય છે. કલકત્તાના "બ્લેકહોલ" વિષે વાંચકોએ ઇતિહાસમાં વાંચ્યું જ હશે. ત્યાંના નવાબ સિરાજુદ્દૌલા-એ ૧૪૬ અંગ્રેજોને એક ન્હાની સરખી ઓરડીમાં એક રાત પૂર્યા હતા. સ્હવારે જ્યારે તે ઓરડીનું બારણું ઉઘાડવામાં આવ્યું, ત્યારે કેવળ ૨૩ માણસો જ જીવતા નિકળ્યા. તેઓ પણ અધમુવા જેવા થઈ ગયા હતા. બાકીના હવા ન મળી શકવાથી ગુંગળાઇને મરી ગયા. એવાં અનેક ઉદાહરણો મળી આવે છે. એ વિષે કંઈ પણ સંદેહ નથી. એક ઉંદરને એક બાટલીમાં પુરી દો, અને તે બાટલીને એક મજબૂત બુચ લગાવો કે જેથી અંદર જરા પણ હવા જવા ન પામે તો થોડીવારમાં તે ઉંદર મરી જશે.

એટલા માટે હવા સ્વચ્છ રાખવી એ પ્રત્યેક મનુષ્યનું કર્ત્તવ્ય છે. જો આપણે રહેવા માટે પૂરતી જગ્યા તથા પ્રકાશને અંદર આવવા

માટે પૂરતાં બારીબારણાં હોય તો જ આપણને સ્વચ્છ હવા મળી શકે છે. ખાવામાં ભલે આપણે ઘઉં કિંવા જુવાર ખાઇએ પરંતુ રહેવા માટે તો સ્વચ્છ મકાન જ હોવું જોઇએ. ઘરનું ભાડું વધારે ભરવું પડે તો કંઈ હરકત નહિ, પણ ઘર સ્વચ્છ તથા હવા–પ્રકાશ પ્રવેશ કરી શકે એવું જ હોવું જોઇએ. ખરૂં પૂછાવો તો ઘર જ સંસારમાં સર્વથી સારી સ્કૂલ ( નિશાળ ) છે. અહિંયા જ બાળક જન્મે છે અને ઉછરે છે. અહિંયાની પ્રત્યેક વસ્તુનો તેના પર પ્રભાવ પડે છે. અહિંયાના જળવાયુ વડે તેનું બંધારણ બંધાય છે. અહિંયાની સભ્યતા તથા અહિંયાના આચરણ વડે જ તેનું ચરિત્ર ગંઠાય છે. જો અહિંયાની હવા ખરાબ હોય, મકાન સગવડ વિનાનું સાંકડું અને ગંદું હોય, પાડોશમાં હલકી જાતના લોકો વસતા હોય, તો અહિંયા જે બાળક ઉછરે તે કદાપિ સ્વચ્છ, સુઘડ અને નિરોગી થઈ શકે નહિ. અને તેને મેલા અને ગંદામાં રહેવાનો અભ્યાસ પડી જાય. તે જ્યાંસુધી જીવતો રહેશે ત્યાં સુધી કોઇને કોઇ રોગમાં સપડાયલો રહેશે. પરંતુ એથીઉં લટું જે બાળક સ્વચ્છ મકાનમાં જન્મશે, સ્વચ્છ અને નિરોગી મનુષ્યોના સંબંધમાં આવશે, તથા સભ્ય અને સુશિક્ષિત માતાના હાથમાં જેનું પાલન થશે, તે કદિ પણ ગંદો તથા મેલો રહેશે નહિ. તે હમેશાં શુદ્ધ જલવાયુનું પાન કરતો હોવાથી સ્વસ્થ અને નિરોગી રહેશે. કહેવાનું તાત્પર્ય એટલું જ કે સારા ઘરમાં રહેવાથી સ્વાસ્થ્ય સારૂં રહે છે, આચરણ સુધરે છે અને આયુષ્યની દોરી લંબાય છે; પરંતુ ખરાબ ઘરમાં રહેવાથી અનેક પ્રકારના રોગ લાગુ થાય છે, આચરણ બગડે છે તથા આયુષ્યની દોરી ટુંકી થાય છે.

બાળક ન્હાનપણમાં માતા પાસેથી જે શિક્ષણ મેળવે છે, તે પોતાની જીંદગી પર્યંત ભૂલી જતું નથી. જેટલી સારી કિંવા બુરી

ટેવો પડે છે, તે એ અરસામાં જ પડે છે. બાળકમાં જે બુરી ટેવો બાલ્યકાળમાં ઘર ઘાલીને બેસે છે, તે ટેવોને છોડાવવાનો પછીથી પ્રયત્ન કરવો સર્વથા નિષ્ફળ જાય છે, એમ કહેતાં અમને સહેજ પણ સંકોચ થતો નથી. બાળકોનું ચરિત્ર સુધારવાનું કામ મહેતાજીના હાથમાં નથી. તેનાં માતા પિતા અને તેના સહવાસમાં રહેતાં ભાઈ બ્હેનો તથા આડોસી પાડોસીઓના હાથમાં જ વિશેષ છે. નિશાળમાં બાળકને ભલે ગમે એટલી ઉંચી કેળવણી મળતી હોય, ભલે તે ઉંચામાં ઉંચી પરીક્ષા પસાર કરે; પરંતુ જો તે અસ્વચ્છ, સાંકડા અને અંધારા ઘરમાં અને તેવાજ સહ-વાસમાં રહેતો હોય, તો તેની સઘળી કેળવણી નિરર્થક જાય છે. સ્વાસ્થ્ય અને આચરણ ઘરની કેળવણી પર મુખ્યત્વે આધાર રાખે છે. જો શુદ્ધ જળવાયુના અભાવથી અથવા દુરાચરણને લીધે આચરણ બગડી જાય, તો નિશાળમાં પ્રાપ્ત કરેલી કેળવણી લાભને બદલે હાનિકારક જ નિવડશે. એટલા માટે ઘરને માત્ર ખાવા પીવા અને સૂઇ રહેવાનું નિવાસસ્થાન ન માનતાં આત્મગૌરવનું રક્ષણ કરનાર અને સાંસારિક સુખોની પ્રાપ્તિ કરી આપનાર તરીકે માનવું જોઇએ. જ્યારે એ ઘરમાં સ્વચ્છતા અને બુદ્ધિમતાનો વિચાર રાખવામાં આવે છે ત્યારે જ સુખ મળે છે, અને કુટુંબીજનો તથા બાળકો ઉપર પણ ત્યારે જ સારો પ્રભાવ પડે છે. જે ગૃહની ગૃહિણી પોતે સ્વચ્છ, નિયમિત, મહેનતુ અને શિક્ષિત હોય તે ગૃહિણીનાં બાળકો પણ તેના જેવાં જ થવાનાં. પરંતુ ગૃહિણી અજ્ઞાન અને ગન્દી હોય તો ઘણો પ્રયત્ન કરવા છતાં પણ ઘર સ્વચ્છ રહી શકશે નહિ. ઘર સંપૂર્ણ રીતે સ્ત્રીના અધિકારમાં છે. પુરૂષ કંઇ ચોવીસે કલાક ઘરમાં રહેતો નથી, પરંતુ સ્ત્રી આઠે પહોર ઘરમાં જ રહે છે. જો તે ધારે તો ઘણી જ સ્હેલાઇથી પ્રત્યેક વસ્તુ સાફ રાખી શકે છે.

જ્યાંસુધી ઘરની ઉન્નતિ કરી શકાતી નથી, ત્યાં સુધી કોઈ જાતિની ઉન્નતિ કરી શકાતી નથી, અને ઘરની ઉન્નતિ કરવી એ સ્ત્રીના હાથમાં છે. એટલા માટે પોતાનું ઘર કેવી રીતે સારૂં રાખી શકાય એ સ્ત્રીઓને જાણવાની ઘણી જ જરૂર છે. એ જાણવાને માટે શિક્ષણની જરૂર છે. તેમને પ્રથમથી જ સ્વાસ્થ્ય જાળવવાનું અને ગૃહનો યોગ્ય પ્રબંધ કરવાનું શિક્ષણ આપવું જોઇએ, જેથી તેઓ મ્હોટપણે યોગ્ય રીતે પોતાના ઘરની વ્યવસ્થા રાખી શકે. પરંતુ દીલગીર થવા જેવું છે કે ભારતવર્ષમાં લોકોનું એ તરફ બિલ્કુલ ધ્યાન જ નથી. થોડા વખત પહેલાં અહિંયાના લોકો તો સ્ત્રી કેળવણીના કટ્ટા વિરોધી હતા. પરંતુ હવે થોડા વખતથી એ વિરોધ જતો રહ્યો છે, તોપણ કેળવણીનો પ્રચાર જોઇએ તેવા રૂપમાં હજી થતો નથી. અનેક કન્યાશાળાઓ છે તે ફક્ત નામની જ છે. પરંતુ ભાગ્યે જ કોઈ ઠેકાણે ખરી કેળવણી આપવામાં આવતી હોય ! જે સમય બાળાઓને કેળવણી પ્રાપ્ત કરવાને યોગ્ય હોય છે, તે સમયે વિવાહ કરવામાં આવે છે. અને વિવાહ થતાં જ કેળવણીનું દ્વાર બંધ થઈ જાય છે. એ અરસામાં જે બેચાર ચોપડીઓ પૂરી કરી હોય છે, તેના પર જ સંતોષ માની લેવામાં આવે છે. ભારતવર્ષમાં અભણ સ્ત્રીઓની અજ્ઞાનતાને લીધે સેંકડો ઘર દુઃખમય થઇ રહ્યાં છે, હજારો બાળકો ગર્ભમાં જ મરી જાય છે.

જો કે સ્ત્રીઓની અજ્ઞાનતાને લીધે કેટલુંયે કષ્ટ ભોગવવું પડે છે, પરંતુ જો તે સંબંધી વિચાર કરવામાં આવે તો તેઓની અજ્ઞાનતાનું કારણ બિચારી સ્ત્રીઓ નથી, પરંતુ પુરૂષો જ છે. તેઓ જ એ તરફ પુરતું ધ્યાન આપતા નથી. સાધારણ સ્થિતિના માણસોથી તેમ બનવું અસંભવિત છે; પરંતુ જેમણે ઉંચી કેળવણી લીધેલી હોય છે, જેઓ સર્વ પ્રકારનું

સામર્થ્ય ધરાવે છે, દેશ તથા સમાજના આગેવાન થાય છે, તેઓ પોતાની પુત્રીઓનાં ૮–૧૦ વર્ષની ઉમ્મરમાં લગ્ન કરી નાંખે છે એ ઘણું આશ્ચર્યકારક છે. જે પુત્રીઓને આપણે બીજાંઓને ઘેર ત્યાંનું કામ કરવાને માટે મોકલીએ છીએ, તેઓ ત્યાંના કામનો બોજો ઉપાડી શકવાને શક્તિમાન છે કે નહિ તેનો વિચાર કરતા નથી. એથી પરિણામ એ આવે છે કે તેઓ પારકાના ઘરમાં જઇને અજ્ઞાનતાને લીધે ઘરની કંઈ પણ વ્યવસ્થા રાખી શકતી નથી, તેથી નિંદાને પાત્ર થાય છે. વળી નાની વયમાં તેમને ગર્ભનો અસહ્ય ભાર ઉઠાવવો પડે છે. અને ગર્ભનું રક્ષણ તથા સંતાનનું પાલન કરવાનું મહાન્ કાર્ય તેમને માથે આવી પડે છે, જેનાથી તેઓ સર્વથા અજ્ઞાન હોય છે.

સંતાનપાલન અને સ્વાસ્થ્ય જાળવવાનું કાર્ય કંઈ જેવું તેવું નથી. એ માટે તો ઘણી જ ચતુર, બુદ્ધિમતી અને શિક્ષિત સ્રીઓની આવશ્યકતા છે. આપણી પુત્રીઓને પ્રથમથી જ એ બાબતનું શિક્ષણ આપવું તથા તેઓને સ્વચ્છ જળવાયુનું સેવન કરાવવું અને તેઓને માટે સારાં મકાનોની સગવડ કરી આપવી એ આપણું કર્ત્તવ્ય છે. ભલે ઘરનું ભાડું વિશેષ હોય, પણ રહેવાનું મકાન તો અમે જણાવી ગયા તેવું જ સ્વચ્છ અને પુરતાં હવા ઉજાશ સ્હેલાઇથી પ્રવેશ કરી શકે એવું હોવું જોઇએ.

ઘણાં માણસો સારા ઘરમાં રહેવાનું નકામું ખર્ચ ગણે છે, પણ એ તેમની મ્હોટી ભૂલ છે. સારા સગવડવાળા મકાનમાં વધારે ભાડું ભરીને રહેવાથી નકામું ખર્ચ થતું નથી, પણ એકંદરે ઓછું ખર્ચ થાય છે. પણ તેથી ઉલટું થોડું ભાડું ભરીને સગવડ વિનાના સાંકડા અને ગંદા ઘરમાં રહેવાથી નકામું ખર્ચ વધારે થાય છે. દાખલા તરીકે ઓછા ભાડાવાળા ઘરમાં રહેવાથી અસ્વચ્છ હવા તથા દુર્ગંધને લીધે

માંદા પડયા, તો સારા મકાનના ભાડા કરતાં ડાક્તરોની ફી અને દવાદારૂમાં કેટલા રૂપિયા વધારે પેસી જશે વારૂ ?

એ સિવાય ગંદી હવામાં રહેવાથી એક બીજી મ્હોટી ખરાબી એ થાય છે કે કારબોનિક શ્વાસની અધિકતાથી શરીર શિથિલ પડી જાય છે તથા ઇન્દ્રિયો નિર્બળ થઈ જાય છે. તેમને ઉત્તેજીત કરવા માટે—શરીર પાસેથી સખ્ત કામ કરાવવા માટે ઘણાખરા લોકો અફીણ, ગાંજો, દારૂ આદિ માદક પદાર્થોનું સેવન કરે છે જેથી તન, મન, ધનની ખરાબી થાય છે. પરંતુ એવા બુરા વ્યસનમાં ખર્ચ ન કરતાં વધારે ભાડું ખરચીને સારા હવા—ઉજાશવાળા મકાનમાં રહીએ તો કેવું સારૂં ? પરિણામ ભલે ગમે એવું આવે, પણ ઘણા લોકો રૂપિયાના લોભમાં તણાઈ જઇને ખરાબમાં ખરાબ ઘરમાં રહેવાનું પસંદ કરે છે. એ લોભનું મુખ્ય કારણ અજ્ઞાનતા છે. અજ્ઞાનતાને લીધે જ અહિંયાના લોકો એવાં ઘરો બંધાવે છે કે જેમાં ભૂલેચૂકે પણ હવા તથા પ્રકાશ બીલકુલ આવતાં નથી. એવાં ઘરો બંધાવવાથી શું લાભ થાય છે એ અમે સમજી શકતા નથી. કેમકે એમાં ખર્ચ ઓછું થતું નથી, તેમજ મહેનત પણ થોડી પડતી નથી. જો સારાં ખુલ્લાં હવાદાર ઘરો બંધાવે, અને હવાને માટે પૂરતાં બારી બારણાં રાખવામાં આવે, તો અમારા અનુમાન પ્રમાણે કંઈ પણ વધારે ખર્ચ ન થાય, કેમકે હવા તથા પ્રકાશની જરૂર છે, તે વિનામૂલ્યે જ મળે છે.

જો કે સ્વાસ્થ્ય જાળવવાના નિયમોનો પુસ્તકો તથા વ્યાખ્યાનો દ્વારા ઘણો પ્રચાર કરવામાં આવ્યો છે, પરંતુ હજીસુધી લોકોનું એ તરફ પૂરેપૂરૂં ધ્યાન ખેંચાયું નથી. જો એ વિષે વિચાર કરવામાં આવે તો એનું કારણ એ જ જણાશે કે અહિંયાના ગામડાના લોકો એ લાભોથી અજાણ્યા છે તથા એ નિયમોને ઘણા સખ્ત ગણે છે. પણ

એ કેવળ તેઓનો ભ્રમ છે. સ્વાસ્થ્ય જાળવવાને માટે કંઈ ખર્ચ કરવાની જરૂર નથી તથા તેમાં કંઇ મુસ્કેલી પણ પડતી નથી. કેવળ શુદ્ધ જળવાયુની જરૂર છે. જ્યાં કંઇ ગંદવાડ જણાય કે તરત જ ત્યાંની જગ્યા સાફ કરાવી નાંખો. જે મકાનમાં હવાને આવવાનો માર્ગ ન હોય ત્યાં ભીંતમાં એક ન્હાનું જાળીઉં મુકી દો. ઘરની માફક પોળ, શહેર તથા શરીરનો પણ વિચાર કરો. શરીર સ્વચ્છ ન રાખવાથી માથામાં જુઓ પડે છે, શરીરે ખુજલી, ખસ વગેરે રોગોનો ઉપદ્રવ થાય છે તથા પોળો–શેરીઓ સાફ ન રાખવાથી પ્લેગ વગેરેના જંતુ ઉત્પન્ન થાય છે અથવા મેલેરિયા તાવનો ફેલાવો થાય છે, જેથી દરવર્ષે હજારો માણુસો મૃત્યુ પામે છે.

અસ્વચ્છતા વાળી ગલીઓમાં રહેવાથી કેવળ મેલેરિયા વગેરેનો જ ભય રહે છે, એટલું જ નહિ પણ બીજી કેટલીયે ખરાબીઓ ઉત્પન્ન થાય છે. આપણે જોઇએ છીએ કે એવી ખરાબ જગ્યામાં રહેનાર લોકોને ગંદકી તથા દુર્ગંધ ઉપર તિરસ્કાર આવતો નથી. તેમ જ જેઓને રાતદિવસ ખરાબ વચનો સાંભળવાનો તથા લોકોને દારૂ પીને બકતા જોવાનો અભ્યાસ પડી જાય છે, જેઓનો ધંધો જ દુરાચારનો છે, એવા લોકોની આસપાસ રહેવાથી તેમનું આચરણ કદાપિ સારૂં રહેતું નથી તેમજ તેમનું ચરિત્રગઠન કદાપિ ઉચ્ચ પ્રતિનું થઇ શકતું નથી. એવી જગ્યામાં રહેનાર બાળકો તથા સ્ત્રીઓનું ચરિત્ર બગડે છે. અર્થાત્ પોતાના પગ ઉપર જ કુહાડી મારવા જેવું થાય છે.

શરીરરક્ષા અને ચરિત્રબંધારણ તથા ગૃહસુખ અને સાર્વજનિક ( Public ) સુખને ઘાડો સંબંધ છે. અતિ દુર્ગંધ વાળી જગ્યામાં રહેવાથી ચરિત્ર પર પણ ખરાબ પ્રભાવ પડવાથી પ્લેગ કરતાં પણ વધારે હાનિકારક છે. સ્વચ્છ તાજી હવા ન મળી શકવાથી અથવા

શરીર સ્વચ્છ ન રહેવાથી શરીર જ એકલું નિર્બળ થઈ જાય છે, એટલું જ નહિ પણ અંતઃકરણ પણ તૂટી જાય છે અને કંઇ માનસિક ઉન્નતિ થઈ શકતી નથી. આત્મસન્માન નષ્ટ થઈ જાય છે. દુષ્ટ વાસનાઓ મનમાં ઉત્પન્ન થવા લાગે છે, ને તેથી આચરણ બગડી જાય છે. ચિત્ત ચંચળ થઇ જાય છે. કોઇ વખતે દારૂ પીવાનું મન થાય છે, તો વળી કોઇવખતે વ્યભિચાર કરવાની ઇચ્છા થાય છે. એ રીતે પાપ તથા દુરાચાર દિવસે દિવસે વધે જાય છે.

સ્વાસ્થ્ય જાળવવાના નિયમોનું પાલન ન કરવાથી ધનવાન કે ગરીબ દરેકને આર્થિક દંડ ભોગવવો પડે છે. પ્લેગ આદિ મહામારીઓમાં જે માણસો મરી જાય છે, તેમનાં સગાંસંબંધીઓનું ભરણપોષણ કરવા માટે ધનવાનોને રૂપિયા આપવાની ફરજ પડે છે. મંદવાડમાં પણ તેઓને ઘણું ખર્ચ થાય છે. કેમકે રોગ ગરીબોના ઘરમાંથી નિકળીને ધનવાનોના ઘરમાં આવે છે અને કોઇને કોઈ તેના પંઝામાં સપડાય છે. એ સિવાય કેટલાયે રૂપિયા ઔષધાલયો, અનાથાશ્રમો તથા વિધવાશ્રમોમાં આપવા પડે છે. ગરીબોને પણ કંઈ થોડું ખર્ચ કરવું પડતું નથી. તેઓને ઘેર કોઈ માંદું પડે તો ડાક્તરની ફી તથા દવાદારૂમાં પૈસા ખર્ચવા પડે છે, અને પૈસા ખર્ચતાં સારૂં ન થાય અને પરલોકગમન થાય તો તેમનું સર્વસ્વ નષ્ટ થાય છે.

એ જોઇને ઘણું આશ્ચર્ય થાય છે કે લોકો સ્વાસ્થ્ય જાળવવાની બિલકુલ ચિન્તા કરતા નથી. જો કે સ્વાસ્થ્યરક્ષણ અને આરોગ્યને માટે મ્હોટા મ્હોટા શહેરોમાં મ્યુનિસિપાલીટીઓ હોય છે, પરંતુ મ્યુનિસિપાલીટીની સત્તા સડકો, પોળો અથવા ગલીઓમાં જ ચાલે છે. તે પોળોમાંની ગંદકી તો દૂર કરાવી શકે છે; પરંતુ લોકોના ઘરની અંદર તેની સત્તા ચાલતી નથી. ઘરોમાં

જે મળમૂત્રના સ્થાન હોય છે, અથવા ગાયો ભેંસો બાંધવાની જગ્યા હોય છે, અથવા વાસણ કુસણ સાફ કરવાની જગ્યા હોય છે, તે એટલી બધી ગંદી તથા મેલી રહે છે કે જો કોઇ સાફ સુઘડ ઘરમાં વસનાર માણસ ત્યાંથી પસાર થાય, તો દુર્ગંધને લીધે તેનો શ્વાસ રૂંધાઈ જાય. એ જગ્યાઓ સાફ કરાવવાનું મ્યુનિસિપાલીટીઓના અધિકારમાં હોતું નથી. એ કામ ઘરમાં રહેનારાનું છે. જો તેઓ એ તરફ ધ્યાન ન આપે તો ફક્ત તેઓને જ નુકસાન થાય. એટલું જ નહિ પણ આખા મહોલ્લાને અને ધીમે ધીમે આખી શહેરની વસ્તીને નુકસાન થાય છે. એક શહેરમાં રોગ થવાથી બીજા શહેરમાં ફેલાઈ જાય છે. અને પછી ક્રમે ક્રમે બીજામાંથી ત્રીજામાં અને ચોથામાં, એમ એક માણસની અસાવધાની તથા ગંદાપણાથી સમસ્ત સમાજ તથા સમસ્ત દેશને નુકસાન થાય છે, પરંતુ જો પ્રત્યેક માણસ સ્વચ્છતા તથા તંદુરસ્તી જાળવવાની સંભાળ રાખે, તો બીમારીનું ક્યાંય નામ નીશાન પણ સંભળાય નહિ. બીમારીનું કારણ આપણે પોતે જ છીએ. જેટલા ભયંકર રોગ છે, તે સર્વના ન્હાના ન્હાના જીવડા થાય છે જે શરીરમાં પ્રવેશ કરીને શરીરને વિષરૂપ કરી નાંખે છે. આખી દુનિયાના ડાકટરો એકે અવાજે કબૂલ કરે છે કે એ જીવડાં ગંદકી ને દુર્ગંધ હવાથી ઉત્પન્ન થાય છે, અને ગંદકી તથા દુર્ગંધ આપણી પોતાની જ બેકાળજીથી થવા પામે છે. જો આપણે દરેક વસ્તુ સ્વચ્છ રાખીએ, શરીર, વસ્ત્રો, ઘરનો સરસામાન વગેરે સાફ રાખીએ, કોઇ ઠેકાણે કાદવ કચરો એકઠો થવા ન દઇએ, ગંદવાડ થવા ન દઇએ, તો ક્યાંય પણબીમારીનો ઉપદ્રવ થાય નહિ.

એ સર્વ વાતોનો વિચાર રાખવાનું કંઈ મુશ્કેલ નથી. એ ફક્ત આપણી ઇચ્છા તથા પ્રતિજ્ઞાપર આધાર રાખે છે. જો આપણે

દૃઢ સંકલ્પ કરીએ તો કંઈ પણ કઠિન નથી. દૃઢ સંકલ્પ તથા પ્રતિજ્ઞા કર્યા સિવાય કાંઇ જ કાર્ય થઇ શકતું નથી. આપણને ભલે સ્વચ્છ અને હવા ઉજાશવાળું ઘર મળે, પરંતુ જો આપણી આદત જ સ્વચ્છતાની ન હોય, આપણને સ્વચ્છતા સારી જ લાગતી ન હોય, આપણી સ્ત્રી ગંદી તથા ફુવડ હોય, તો આપણે તેને પણ થોડા દિવસોમાં ખરાબ કરી નાંખીશું. પરંતુ તેથી ઉલટું કોઇ કરકસરીયા તથા મહેનતુ માણસ કે જેને સ્વચ્છતા ઘણી પસંદ છે, તેને જો ખરાબમાં ખરાબ ઘર પણ આપવામાં આવે તો તે તેને પણ પોતાની મહેનત તથા શોખથી સ્વચ્છ તથા ઉત્તમ બનાવી દેશે.

જ્યારે ઘરને સારૂં કિંવા ખોટું બનાવવાનું તેમાં રહેનારના અધિકારમાં છે, ત્યારે તેનું કર્તવ્ય છે કે પોતાના તથા પારકાના લાભને ખાતર ગંદવાડની ટેવને છોડી દઇને સ્વચ્છતાની ટેવ પાડે. એમાં કંઈ પણ સંદેહ નથી કે જે લોકોને પ્રથમથી જ ગંદવાડની ટેવ પડી ગઈ છે, તેમનાથી એકદમ સ્વચ્છતા રાખી શકાશે નહિ; પરંતુ એ ચોક્કસ છે કે જો કદાપિ તેઓ ઉદ્યોગ કરે તો ઘણી જ ટુંક મુદતમાં તેમાં સફળતા પ્રાપ્ત કરી શકે. પ્રથમ તો જરા અઘરૂં લાગશે, પરંતુ થોડા દિવસોમાં જ સ્વચ્છતાનો એવો તો શોખ લાગશે કે જરા પણ ગંદવાડ સાંખી શકશે જ નહિ.

સૌથી પહેલાં બાળકોને સ્વચ્છતાનો અભ્યાસ કરાવવાની આવશ્યકતા છે. એ માટે પુસ્તકોની જરૂર નથી, પણ તાદૃશ નમુનાની જરૂર છે. કોઈ મેલી અથવા ગંદી વસ્તુ તેમની નજરે જ પડવી ન જોઇએ, એટલે તેઓ પોતે જ મેલાપણાનો તિરસ્કાર કરવા લાગશે. બાળકોને બોલતાં કોણ શિખવાડે છે? અંગ્રેજોના

બાળકો અંગ્રેજી અને હિંદુસ્થાનના બાળકો હિંદુસ્થાની ભાષા કેવી રીતે શિખે છે? જેવું તેમના માતા, પિતા, ભાઈ, બહેન વગેરે બોલે છે, તેવું જ તેઓ પણ બોલવા લાગે છે, એ જ પ્રમાણે જો તેઓ તમને સ્વચ્છતામાં રહેતા જોશે, મેલ તથા દુર્ગંધ તરફ તિરસ્કાર દર્શાવતા જોશે, દરરોજ લુગડાં તથા ઘરોને સાફ થતા જોશે, તમને ન્હાતાં તથા હાથ પગ ધોતાં જોશે, તો તેઓ પણ તમારા જેવા જ થશે.

એક જણે કહ્યું છે કે "સ્વચ્છતા તંદુરસ્તીની જડ છે. કરકસર, સદાચાર અને આત્મસન્માનની કુંચી છે. જે ઘરમાં સ્વચ્છતા છે, તે સદા સુખી અને નિરોગી છે અને જે ઘરમાં ગંદવાડ છે, તે દુઃખી તથા રોગી છે. સ્વચ્છતામાં ભલાઈ તથા આરામ છે, ગંદવાડમાં બુરાઈ તથા હેરાનગતી છે. સ્વચ્છતા સભ્યતાનું ચિહ્ન છે તથા ઉન્નતિનું દ્વાર છે. ગંદવાડ અસભ્યતા દેખાડનાર અને પડતીનું કારણ છે. સ્વચ્છતાથી મન પવિત્ર થાય છે અને ગંદવાડથી મન અપવિત્ર બને છે."

શરીર એ આત્માનું મંદિર છે. એમાં આત્મા વિરાજે છે. આત્માની પવિત્રતાને માટે શરીરને પવિત્ર રાખવાની જરૂર છે. શરીરની પવિત્રતા સિવાય આત્માની શુદ્ધિ થવી અશક્ય છે. એથી જ દેવદર્શન, પૂજા પાઠ આદિ કરવા પહેલાં શૌચાદિથી નિવૃત્ત થવાની જરૂર છે. મંદિરો અથવા મસ્જીદોમાં દરેક ઠેકાણે કુવા અથવા હોજ બનાવેલા જોવામાં આવશે. એ એટલા માટે જ બનાવેલા હોય છે કે પૂજા-પ્રાર્થના કરતાં પહેલાં શરીરને શુદ્ધ કરવું યોગ્ય છે. કોઇ હિંદુથી સ્નાન કર્યા સિવાય પૂજા પાઠ થઇ શકતાં નથી તેમજ કોઈ મુસલમાનથી હાથ, મ્હોં, પગ ધોયા સિવાય નીમાજ ભણી શકાતી નથી. ધર્મશાસ્ત્રોમાં આત્મશુદ્ધતાને માટે શરીરશુદ્ધતાની આવશ્યકતા જણાવી છે. કેમકે શરીરની શુદ્ધિ સિવાય મન શુદ્ધ થઇ શકતું નથી અને

મનની શુદ્ધિ સિવાય આત્માની શુદ્ધિ થઇ શકતી નથી.

એટલા માટે અંતમાં કહેવામાં આવે છે કે ચોકખાઈ એક મુખ્ય ચીજ છે. સ્વાસ્થ્યરક્ષા, સંતાનપાલન, આત્મસન્માન, તથા ગૃહ-પ્રબંધને માટે પ્રત્યેક મનુષ્યે અને વિશેષ કરીને પ્રત્યેક ગૃહિણીએ તેનો અભ્યાસ કરવો જોઇએ. રહેવામાં, સૂવામાં, ખાવામાં, પીવામાં વગેરે દરેક વાતમાં સ્વચ્છતાનો સૌથી પહેલાં વિચાર કરવો જોઇએ. એ સિવાય સ્વપ્નમાં પણ સાચું સુખ મળી શકતું નથી.

પરંતુ આ દેશમાં સ્ત્રીઓને ઘણી જ તુચ્છ દૃષ્ટિએ જોવામાં આવે છે. તેમને કેળવવામાં જોઇતું લક્ષ આપવામાં આવતું નથી, એ ખરેખર મ્હોટી ભૂલ છે. કેળવણીની જરૂર તો સ્ત્રી તેમજ પુરૂષ બંનેને છે, બલ્કે સ્ત્રીઓને તો ઘણીજ જરૂરની છે. પુરૂષ જો ન ભણે તો વધારે નુકસાન નથી, પરંતુ જો સ્ત્રીઓ ન ભણે તો તેઓ ગૃહપ્રબંધ તથા સંતાનપાલન જેવાં કાર્યો ઉત્તમ રીતે કરી શકે નહિ. શિક્ષિત સ્ત્રીઓનાં સંતાન સ્વચ્છ તથા નિરોગી રહી શકે છે, અને તેઓ જ સંસારમાં કંઇક કરી શકે છે. ઘણાખરા શિક્ષિત માતાઓનાં સંતાન શિક્ષિત હોય છે. તેઓને વિદ્યા તથા સ્વચ્છતા ઉપર ન્હાનપણથી જ વિશેષ પ્રેમ બંધાય છે. પરંતુ અભણ માતાનાં બાળકો તેનાથી ઉલટાજ સ્વભાવનાં નીવડે છે.

---

# પ્રકરણ ૧૬ મું.

## સુખી જીવન.

૧. ગુણ કર્મ વડે મનુષ્યને ઉંચ અથવા નીચ ગણો. ઉત્તમ કુળમાં ઉત્પન્ન થવાથી કોઈ ઉત્તમ કહેવાતું નથી. ઉત્તમ તે જ છે કે જે ઉત્તમ કાર્ય કરે છે-પછી ભલે તે નીચ કુળમાં જન્મેલો હોય.

૨. ઉત્તમ સ્વભાવવાળા મનુષ્યની સેવા કરવી શ્રેષ્ઠ છે, પછી ભલે તે દરિદ્ર જ કેમ હોતો નથી. એવો સમય અવશ્ય આવશે કે જ્યારે તે તમને તમારી મહેનતનો બદલો વાળી આપશે.

૩. જે વસ્તુ તમને મળી શકતી નથી, તેનો અભાવ તમારા હૃદયના ઉલ્લાસને નષ્ટ ન કરી નાંખે એવો પ્રયત્ન કરો.

—વિદ્વાનોનાં વાક્ય.

* * * *

જેવી રીતે સંસારમાં બીજાં અનેક કાર્યો છે, તેવી જ રીતે સુખપૂર્વક જીવન વિતાડવું એ પણ એક પ્રકારનું મહાન્ કાર્ય છે. કોઈ ગૂઢ વિષયનું અધ્યયન કરવું અથવા કંઇ ચતુરાઇનું કાર્ય કરવું જેટલું કઠિન છે, તેટલું જ તે કાર્ય પણ કઠિન છે. પ્રત્યેક વસ્તુનો સદુપયોગ કરવાનું તથા જીવનના મહાન્ ઉદ્દેશો પાર પાડવાનું સુખી જીવન ઉપર જ આધાર રાખે છે.

સુખપૂર્વક રહેવાને માટે કંઈ ઓછી અક્કલની જરૂર નથી. જો કે એ ગુણ કેટલાકોમાં સ્વાભાવિક રીતે હોય છે, તો પણ દરેક જણ તેનો અભ્યાસ કરી શકે છે. માતા પિતા તથા શિક્ષકો દ્વારા બાળ-

કોના હૃદયમાં સંસ્કાર બાલ્યવસ્થામાં જ પાડી શકાય છે, અને અભ્યાસ તથા આચરણ દ્વારા સમય મળતાં તેનું સંપૂર્ણ જ્ઞાન થઇ શકે છે. પરંતુ બુદ્ધિ વિના કદિ પણ એ જ્ઞાન સ્થિર રહી શકતું નથી.

સંસારમાં સુખ ચિન્તામણિ રત્નના જેવું એટલું બધું દુર્લભ નથી કે તેને માટે ઇચ્છા કરવી અથવા તેને મેળવવા માટે ઉદ્યોગ કરવો જ નિષ્ફળ હોય. ના, એ એવા અનેક ન્હાનાં ન્હાનાં રત્નોનો સંગ્રહ છે, કે જે એક સાથે જડેલાં છે અને દેખાવમાં સુંદર જણાય છે. આપણા જીવન માર્ગમાં ચારે તરફ–ડગલે ડગલે જ્યાં દષ્ટિ કરો–ત્યાં સાધારણમાં સાધારણ ઘટનાઓમાં પણ સુખ વ્યાપ્ત છે. તેનાથી આનંદિત થવું એ જ પરમ સુખ છે. પરંતુ આપણે કોઇ મહાન્ સુખ મેળવવાની શોધમાં ફર્યા કરીએ છીએ અને એ સાધારણ પદાર્થોમાં રહેનાર સુખની તરફ બિલકુલ ધ્યાન જ આપતા નથી. એથી એનું પરિણામ એ આવે છે કે આપણને કોઇ પણ સુખ મળતું નથી. તેથી આપણે હમેશાં દુઃખી થયાં કરીએ છીએ. ખરૂં જોતાં ન્હાનાં ન્હાનાં કાર્યો કર્ત્તવ્ય તથા આનંદનું કારણ માનીને કરવામાં જ સુખ છે.

જે માણસ જીવનને આનંદપૂર્વક વિતાડવાનું જાણે છે, તેને કદિ દુઃખ થતું નથી. તે હમ્મેશાં હસતો અને પ્રસન્નચિત્તે રહે છે. પ્રકૃતિ તેને માટે હમેશાં સૌંદર્યથી પરિપૂર્ણ રહે છે. તે વર્ત્તમાનને જોઇને, ભૂતકાળનું સ્મરણ કરીને, અને ભવિષ્યનું અનુમાન કરીને ખુશી થતો રહે છે. તે સારી પેઠે જાણે છે કે જીવન અમૂલ્ય પદાર્થ છે. તેને સાર્થક કરવાને માટે વિવેકાનુસાર કર્ત્તવ્યપાલનની જરૂર છે. તે હમેશાં પોતાની ઉન્નતિ કરતો રહે છે. પતિત તથા અસહાય માણસોને ઉપદેશ દ્વારા ઉત્સાહિત કરતો રહે છે અને યથાશકિત તેઓને ધનની સહાયતા આપતો રહે છે. તે પ્રત્યેક ઉન્નતિના કાર્યમાં ભાગ

લે છે અને પરોપકારથી કદાપિ વિમુખ થતો નથી. તેનો સઘળો વખત પોતાની તથા પારકાની ઉન્નતિના વિચારોમાં જ વ્યતિત થાય છે. તે કદિ નિરાશ થતો નથી. તે આપત્તિઓને ખુશીથી સહન કરી લે છે. આપત્તિઓ તેના કાર્યની વચ્ચે અડચણકર્ત્તા થતી નથી, પણ ઉલટી તેને હમ્મેશાં ઉત્તેજીત કરતી રહે છે. દિનપ્રતિદિન તેની બુદ્ધિનો વિકાશ થતો જાય છે અને પ્રતિદિત પ્રત્યેક પદાર્થમાં એક અપૂર્વ આનંદનો અનુભવ કરે છે. ચોવીસ કલાકમાં એક ક્ષણવાર પણ તેને દુઃખ થતું નથી, પણ તેનું સુખી જીવન છે. લોકો પોતાની પ્રશંસા કરે એવું તે ઇચ્છતો નથી તેમજ પોતાના મરણ પછી તેનું સ્મારક સ્થાપિત કરે એવી ઇચ્છા રાખતો નથી. તે મૃત્યુથી બ્હીતો નથી, પણ હર્ષપૂર્વક તેને વધાવી લે છે. લોકો તેના ઉપકારોનું સ્મરણ કર્યા કરે છે અને એમજ માનો કે એ સ્મરણ જ તેનું સ્મારક છે. તેના આદર્શ જીવનથી લોકો-પર જે પ્રભાવ પડે છે, તે જ તેની પ્રશંસા છે.

એક એવો માણસ છે કે જેનું જીવન દુઃખથી પરિપૂર્ણ છે. રાત્રિ દિવસ તેને એક ક્ષણવાર પણ સુખ મળતું નથી. સમસ્ત સંસાર તેની દૃષ્ટિમાં શૂન્ય છે. કોઇ પણ વસ્તુથી તેને આનંદ થતો નથી. એમ જ માનો કે આનંદ અનુભવવાની તેની શકિત જ સર્વથા નષ્ટ થઇ ગઇ છે. જો કે પાસે રૂપિયા પુષ્કળ છે, તો પણ તેનું મન પ્રસન્ન રહેતું નથી. ફરવા હરવાનું તેને સારૂં લાગતું નથી અને કુદરતના દેખાવો તેને પ્રિય લાગતા નથી. જો કદાપિ તેને પહાડો અથવા જંગલોમાં જવાનો અવસર આવે છે, તો તે તેને એક વેઠરૂપ ગણે છે અને રસ્તો કાપ્યા વિના છુટકો ન હોવાથી જેમ તેમ સમય વિતાડી દે છે. જ્યારે યુવાવસ્થામાં જ તેની એવી અવસ્થા છે, ત્યારે વૃદ્ધાવસ્થામાં તો કહી જ શું શકાય ? એ વખતે તો જીંદગી તેને

ભારે ભારરૂપ લાગે છે, પરંતુ એમ છતાં પણ તેને મરવું ગમતું નથી. મ્હોતથી તે હમેશાં બ્હીતો રહે છે. અને તેની અતુલ લક્ષ્મીની પરવા કર્યા સિવાય અચાનક મ્હોત આવીને તેને પવનની માફક ઉપાડી જાય છે. તેની પાસે જો કે પુષ્કળ ધન હતું, તોપણ સુખી જીવનના સિદ્ધાંતોથી અપરિચિત હોવાને લીધે તેને સફળતા પ્રાપ્ત થઈ નહિ.

જીવનને આનંદમય બનાવવાને માટે રૂપિયાની આવશ્યકતા નથી. તેને માટે પ્રત્યેક પદાર્થને જોઇ તેમાંથી આનંદ પ્રાપ્ત કરવાની શક્તિ હોવી જોઇએ. આપણી સન્મુખ એવા સેંકડો પદાર્થ હાજર છે, કે જેમાંથી આપણે આનંદનો અનુભવ કરી શકીએ છીએ. પરંતુ આપણાં નેત્ર તથા આપણું હૃદય ઉક્ત શક્તિથી શૂન્ય છે અને તેથી તે આપણી નજરમાં નિરસ અને ફીક્કાં જણાય છે. આનંદ અનુભવવાની શક્તિ હોય તો એક ક્ષણ પણ દુઃખ તથા ચિન્તામાં વીતિ શકે નહિ. નિર્ધનમાં નિર્ધન માણસ પણ પોતાને મહાન્ સુખી માને છે. ખરૂં જોતાં જેને કંઈ ચિન્તા નથી, જે પ્રત્યેક પદાર્થમાં એક અનુપમ સૌન્દર્યનો અનુભવ કરે છે તથા જે હમેશાં પવિત્ર વિચાર તથા ઉચ્ચ વાસનાઓમાં પોતાના મનને પ્રસન્ન રાખે છે, તે જ ખરો સુખી છે. એવા માણસો ઘણા મહેનતુ તથા ઉદ્યોગી હોય છે. તેઓ પોતાના ઉદ્યોગ વડે ઘરની ન્હાની ન્હાની વસ્તુઓ પણ એવી સુન્દર રાખે છે કે હમેશાં તે જોઇને ખુશી થયા કરે છે. તેઓના ઘરમાં જઇને જુઓ તો સઘળી વસ્તુઓ યોગ્ય સ્થળે સફાઇથી ગોઠવેલી હશે. ક્યાંય અવ્યવસ્થાનું તો ચિહ્ન પણ જણાશે નહિ. વસ્ત્રો સાફ અને સુઘડ હશે. વાસણ કુસણ વગેરે ચાંદીના જેવાં ચકચકતાં જણાશે. પરંતુ તેમના ઓરડામાં દશ વીસ છબીઓ લટકાવેલી નહિ હોય, સુંદર મેજ ખુરશીઓ ગોઠવેલાં નહિ જમીન, હોય

પર સુંદર ગાલીચો પાથર્યો નહિ હોય, પરંતુ જો કદાચ એકાદ છબી હશે, તો તે પણ જોવામાં સુંદર અને પ્રિય જણાશે. જમીન પર સાદડી પાથરેલી હશે, તો તે પણ સ્વચ્છ હશે.

ઘરની ન્હાની ન્હાની વસ્તુઓ ઉપર સુખી જીવન નિર્ભર છે. ખોરાક સાદો અને જલદીથી પાચન થઈ જાય તેવો હોવો જોઇએ, અતિ ભારે ન હોવો જોઇએ. હવા સ્વચ્છ આવતી હોવી જોઇએ. ઘરમાં અંધારૂં ન રહેતાં અજવાળું આવવું જોઇએ.

અમે પાછલાં પ્રકરણોમાં જણાવી ગયા છીએ કે, સુખ અને સ્વાસ્થ્યને સારૂ સ્વચ્છતા ઘણી જ જરૂરની વસ્તુ છે. સ્વચ્છતામાં વિશેષ રૂપિયાનું ખર્ચ થતું નથી, કેવળ જાતે પ્રયાસ કરીને તે રાખવાની જ જરૂર છે. કેટલીક વખત જોવામાં આવે છે કે જેની આવક પચાસ કે સો રૂપિયા કરતાં પણ ઓછી હોય છે, છતાં તે દોઢસો અથવા બસો રૂપિયાના અમલદાર કરતાં પણ વિશેષ સારી સ્થિતિમાં રહે છે. એનું કારણ એ છે કે, પહેલા માણસના ઘરમાં કરકસરનો વિચાર કરવામાં આવે છે, જ્યારે બીજા માણસને ત્યાં તેની કંઇ પરવા જ રાખવામાં આવતી નથી. પહેલાનાં બાળકો સારૂં ખાય છે, પીએ છે, સ્વચ્છ રહે છે અને ઉત્તમ કેળવણી સંપાદન કરે છે. તે પોતે આનંદપૂર્વક રહે છે, કદિ કોઈ વસ્તુ ઉધાર લેતો નથી, કદિ જરૂર વિનાની વસ્તુ ખરીદતો નથી; પરંતુ બીજો માણસ વધારે આવક હોવા છતાં હમેશાં તંગ હાલતમાં રહે છે. તેને ગયા માસનો આવેલો પગાર ચાલતા માસનો પગાર આવે ત્યાં સુધી ચાલી શકતો નથી. તેનાં બાળકો ખરાબ સ્થિતિમાં રહે છે. જો કે તેમને સારાં સારાં વસ્ત્રો પહેરાવવામાં આવે છે, પણ સ્વચ્છતા તરફ ધ્યાન ન હોવાથી તેઓ તે તરત જ મેલાં કરી નાંખે છે. જો કે ઘરમાં શેતરંજીઓ બિછાવેલી

હોય છે, પણ તે જલદીથી મેલી થઇ જાય છે. લેમ્પો બાળવામાં આવે છે, પરંતુ અસાવધાનતાને લીધે તેની ચિમનીઓ ભાંગી જાય છે ને મેશવાળી થઈ જાય છે. એવાં માણસો સંસારમાં કદી ઉન્નત થઇ શકતાં નથી. તેમની આવક ગમે એટલી વધી જાય, પણ તેઓ હમેશાં એવી જ દશામાં રહેવાનાં. તેમને ખરૂં સુખ તો સ્વપ્નામાં પણ મળી શકતું નથી. સંસારમાં સર્વ જણ સુખ તો માગે છે, પણ ખરી વાત એ છે કે સુખી રહેવાના ઉપાયો સઘળા જાણતા નથી. સુખી રહેવું એ કંઇ સહેલ નથી. એને માટે પુષ્કળ જ્ઞાન તથા અનુભવની આવશ્યકતા છે. પરંતુ એ કંઇ કઠિન વાત પણ નથી. મનુષ્ય માત્રનું કર્તવ્ય છે કે તે સુખી રહેવાના ઉપાય શિખે.

આ સંસાર દુઃખમય છે એવો લોકોનો વિચાર બંધાયેલ છે; પણ તે બરાબર નથી. સુખ કે દુઃખ આપણે આધીન છે. આપણે ઇચ્છીએ તો સ્વર્ગને નરક અને નરકને સ્વર્ગ બનાવી શકીએ. સુખ દુઃખનો અનુભવ કરવો એ મનનું કામ છે, અને મન આપણા અધિકારમાં છે. આપણે ઇચ્છીએ તો વિચારોને શુદ્ધ રાખી શકીએ, ઇંદ્રિયોને વશ રાખી શકીએ, હૃદયને પવિત્ર બનાવી શકીએ, દુષ્ટ વાસનાઓનું શમન કરી શકીએ, અવ્યક્ત ગુણોનો વિકાસ કેળવણી વડે કરી શકીએ, ઉત્તમ ગ્રંથોનો અભ્યાસ કરી શકીએ, તથા તે રીતે સદ્‌ગુણોની પ્રાપ્તિ પણ કરી શકીએ.

સુખી જીવનનું સૌથી ઉત્તમ અને ખરૂં દષ્ટાંત ઘરમાં મળી શકે છે. જે ઘરમાં સુખ શાન્તિ ન હોય તે ઘર સુખી ઘર કહેવાતું જ નથી; અને એ ઘરની ચઢતી પણ થતી નથી. જ્યાં હમેશાં ક્લેશકંકાસ ચાલતો હોય, ગંદવાડ થતો હોય, તથા આળસનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હોય, ત્યાં પુરૂષ અથવા સ્ત્રી બન્નેમાંથી કોઇ પણ સુખી રહી

શકતું નથી. બન્નેનું જીવન નિષ્ફળ અને દુઃખમય થાય છે. જે પુરૂષ આખો દિવસ ઓફિસ અથવા કારખાનામાં સખ્ત પરિશ્રમ કરે છે, તે આશા રાખે છે કે સ્હાંજે ઘેર આરામ મળશે, અને એવી આશાને લીધે જ તે સખ્ત પરિશ્રમની બિલકુલ પરવા કરતો નથી. પત્ની પતિને મ્હોટામાં મ્હોટું સુખ આપી શકે તો તે એજ કે, મકાનને સાફ અને સુઘડ રાખે તથા પતિના આવતાં પહેલાં સારૂં ખાવાનું રાંધીને તૈયાર રાખે, એ જ ગૃહિણીનું કર્ત્તવ્ય છે. એનાથી તે ઘર એવું સુખી બની જાય છે કે ગૃહસ્વામી ઘેર આવતાં જ પોતાનું સઘળું દિવસના કષ્ટનો થાક ભૂલી જાય છે અને પોતાના મનમાં સ્હમજે છે કે જાણે હું સ્વર્ગમાં આવી ગયો.

એવા ઘરને જ સુખી ઘર કહે છે. જેને ઘર નથી તે લોકો ઘણા જ દુઃખી કહેવાય છે; પરંતુ એથી પણ અધિક દુઃખી જેઓના ઘરમાં સુખ નથી તેઓ છે. જેમ શરીરને માટે આત્માની જરૂર છે, તેમ ઘરને માટે સુખની જરૂર છે. જેમ આત્મા વિના શરીર રહી શકતું નથી, તેમજ સુખ વિના ઘર રહી શકતું નથી.

કેવળ સારી સારી વસ્તુઓ તથા સારા સારા ખાદ્ય પદાર્થોથી જ સુખ મળતું નથી; પણ માણસને ખરા સુખી થવા માટે સ્વચ્છતા તથા કરકસરની ખરી જરૂર છે. સંક્ષેપમાં ગૃહશાસન તથા ગૃહપ્રબંધ પણ સુખ માટે વિશેષ આવશ્યક છે. સુખી ભૂમિ તે જ છે કે, જ્યાં મનુષ્ય વૃદ્ધિ કરી શકે છે તથા શારીરિક તેમજ માનસિક બન્ને પ્રકારની ઉન્નતિ કરી શકે છે. વસ્તુતઃ સુખ એ અનેક ગુણોનું મૂળ છે.

એવા સુખને માટે ધનની જરૂર નથી. ભોગવિલાસને માટે રૂપિયાની જરૂર પડે છે, પરંતુ સુખ અને ભોગવિલાસ વચ્ચે જમીન આસમાન જેટલું અંતર છે. તે જ ઘર સુખી કહેવાય કે, જ્યાં જરૂરીયાતની સર્વ

સામગ્રી મળતી હોય તથા જેનો પ્રબંધ કોઇ સુઘડ ને કરકસર કરનાર ગૃહિણીના હાથમાં હોય—પછી ભલે તે ઘર કોઈ સાધારણ માણસનું કેમ નથી હોતું. જેટલું દુઃખ ગૃહપ્રબંધ કરી ન શકવાથી થાય છે, તેટલું દુઃખ પ્રાયઃ દ્રવ્યના અભાવથી થતું નથી.

કઇ કઈ વસ્તુઓથી માણસને સુખ મળે છે એનો નિશ્ચય થઇ શકતો નથી. જે વસ્તુથી એક જણને સુખ મળતું હોય, તેજ વસ્તુથી બીજાને દુઃખ થતું હોય એ સંભવિત છે. સુખનો આધાર જેટલો વસ્તુઓ ઉપર છે, તેટલો જ માણસના મન ઉપર પણ છે.

સુખી માણસ સરલ સ્વભાવનો અને દયાળુ હોય છે. દયાળુતા સુખનું એક આવશ્યક અંગ છે. ક્ષમા, શાન્તિ, સહાનુભૂતિ તથા પ્રત્યેક પદાર્થને ઉપયોગમાં લેવાની શક્તિ એ તેનાં સાધારણ ઉપાંગ છે. કહેવત છે ' કે જ્યાં અપ્રેમ અને દ્વેષ છે, ત્યાંના મીઠા માલ મલીદા કરતાં જ્યાં પ્રેમ છે ત્યાંનો સુકો રોટલો પણ સારો છે. ' સુખી મનુષ્યનામાં સ્વાભાવિક રીતે જ ન્યાય તથા સત્ય ઉપર પ્રેમ હોય છે. જે માણસ કદિ પણ કર્જ કરતો નથી, ને હમેશાં આવક કરતાં ઓછું ખર્ચ કરે છે તથા ભવિષ્યને માટે થોડું ઘણું એકઠું કરે છે તેજ ખરો સુખી છે. તેઓ જરૂરની વસ્તુઓ માટે કંજુસાઇ કરતા નથી તથા યોગ્ય વખતે આવશ્યક ખર્ચ કરવામાં પણ પાછળ હઠતા નથી, તેઓ જે કંઇ કરે છે, તે બીજાઓને દેખાડવા માટે કરતા નથી, તેઓ હમ્મેશાં પોતાના નિયમપૂર્વક કાર્ય કરે છે. સુખપૂર્વક ખાય પીએ છે. તેઓ શિયાળામાં ટાઢે ધ્રુજતા નથી, તેમજ ઉન્હાળામાં પરસેવાથી તરબોળ થઈ જતા નથી. શરીરના સ્વાસ્થ્યને માટે જે વસ્તુની જરૂર પડે ને વસ્તુ મોંઘી કિંમતની હોય તોપણ ખરીદે છે, પરંતુ બીનજરૂરી વસ્તુઓ ગમે એટલી સસ્તી મળતી હોય તો પણ કદી ખરીદતા

નથી. અર્થાત્ શરીરસ્વાસ્થ્યને ઉપયોગી પહેરવા ઓઢવામાં તેઓ ખર્ચ કરતાં જરા પણ અચકાતા નથી, પરંતુ ઉપયોગ વિનાની નકામી વસ્તુઓમાં એક પૈસો પણ ખર્ચ કરતાં તેમનો જીવ દુ:ખાય છે.

ઘરનો પ્રબંધ વિશેષે કરીને સ્ત્રીના હાથમાં હોય છે. તે ઘરની શેઠાણી—લક્ષ્મી કહેવાય છે. ઘરનું સુખ તેના ઉપર અર્થાત્ તેના સ્વભાવ, તેના પ્રબંધ તથા તેના કાર્યવ્યવહાર ઉપર ઘણેભાગે હોય છે. એટલા માટે સ્ત્રી પુરૂષ વચ્ચે સલાહ સંપ રહેવાની ઘણી જ જરૂર છે. તેમણે એક બીજાના સહાયક થવું જોઇએ. એક બીજાના વિચારો તથા કાર્યો એક બીજાને પસંદ પડતા હોવાં જોઇએ. એકલો પુરૂષ કંઇ જ સાધી શકતો નથી. તે ભલે કરકસરીયો હોય, કે પુષ્કળ કમાતો હોય, પણ જો તેની સ્ત્રી કરકસરીયણ—ઘરરખુ નહિ હોય તો તેની કરકસર કે પેદાશ કંઇ કામમાં આવતી નથી. એક વિદ્વાને સાચુંજ કહેલું છે કે જ્યાંસુધી સ્ત્રી પોતાના સ્વામીને ઉન્નતિ કરવામાં મદદ કરતી નથી, ત્યાં સુધી કોઇ પણ પુરૂષ પોતાની ઉન્નતિ કરી શકતો નથી.

એક ચતુર, સુઘડ સ્ત્રી જે પોતાના ઘરની આવક જાવકનો બરોબર હિસાબ રાખે છે, તથા દરેક કાર્ય ઉપર દેખરેખ રાખે છે, તે સ્ત્રીનો સ્વામી અત્યંત પ્રસન્નતાથી પોતાના ધંધે જાય છે તથા તેટલો જ ખુશી થતો સ્હાંજે ઘર તરફ પાછો ફરે છે. એવી સ્ત્રીથી ફક્ત તેના જ ઘરને ફાયદો થતો નથી; પરંતુ આખી પોળના લોકો તેનું અનુકરણ કરવા લાગે છે તથા તેને આદર્શરૂપ માને છે. તેનાં બાળકો પર તેના જેવો જ પ્રભાવ પડે છે અને તેમનું જીવન તેના જેવું જ બને છે, કેમકે કહેવા કરતાં કરી બતાવવાથી અધિક અસર થાય છે. જો કે તે કોઇને કંઇ કહેવા જતી નથી, તોપણ તેનું જીવન એવું નિયમપૂર્વક તથા શાંતિથી વિતે છે કે લોકો તે જોઇને

પોતાની મેળે જ તેનું અનુકરણ કરવા મંડી પડે છે.

એટલા માટે સ્ત્રીને સૌથી પહેલી તથા જરૂરની વાત એ છે કે, તે પોતાના હાથ તથા આંગળીઓને સારી પેઠે કામમાં લેતાં શિખે. કેમકે ઘણાં કામો તેને તેનાથી જ કરવાં પડે છે. એ સર્વજણ જાણે છે કે, ગૃહસુખને માટે ચતુર પ્રબંધિકા સ્ત્રીની કેટલી બધી જરૂર છે. એક વિદ્વાન્ કહે છે કે, સ્ત્રીનો અડધો કાર્યવ્યવહાર તેના હાથ દ્વારા થાય છે. અર્થાત્ સીવવું, ભરવું, રસોઇ કરવી વગેરે જેટલાં કામ સ્ત્રીઓને કરવાં પડે છે, તે પ્રાયઃ હાથ વડે જ થાય છે. બુદ્ધિ અને કરકસર એ બન્ને સાથે સાથે રહેવાની જરૂર છે તે કહેવાની કંઇ જરૂર નથી. તેનામાં ગૃહનો પ્રબંધ કરી શકવાની યોગ્યતાની પણ જરૂર છે.

સ્ત્રીઓમાં જે બીજો ગુણ હોવાની જરૂર છે, તે એ છે કે દરેક કામ કરવાને માટે કોઇ વિધિ કિંવા વ્યવસ્થા હોવી જોઇએ. ઘણુંખરૂં સ્ત્રીઓમાં એ ગુણનો અભાવ હોય છે. આપણી સ્ત્રીઓ કામ તો ઘણું કરે છે, પણ કોઈ નિયમ અથવા ધોરણસર કરતી નથી. જે કંઈ કરે છે, તે આંખો મિંચીને કરે જાય છે. તેઓ સમયની પણ કંઈ કદર બુઝતી નથી. અમુક કાર્ય કેટલા વખતમાં થવું જોઇએ, અમુક કાર્ય ક્યારે થવું જોઇએ, પ્રથમ કયું કામ કરવું જોઇએ. કઈ વખતે શું કરવું જોઇએ ઈત્યાદિ બાબતોનો તેમને કંઈ વિચાર હોતો નથી. જો કે એ ઘણો મ્હોટો દોષ છે, પરંતુ એ સર્વ કેળવણી તથા અભ્યાસથી દૂર થઇ શકે છે. પ્રત્યેક પુરૂષનું મુખ્ય કર્ત્તવ્ય છે કે જેમ બને તેમ જલદીથી પોતાની પુત્રી તથા સ્ત્રીમાંથી એ દોષોને દૂર કરવા સારૂ તેમને કેળવણીથી વિભૂષિત કરવી.

ઘરનો પ્રબંધ કરવા માટે વ્યવસ્થાની ઘણી જ જરૂર છે. એકલા ઘરને જ માટે નહિં, પણ સંસારનાં સઘળાં કાર્યોને માટે

વ્યવસ્થાની જરૂર છે. વ્યવસ્થા વિના કોઈ કામ જ ફતેહમંદ થઈ શકતું નથી. કામના ભાગ પાડી નાંખવાથી, દરેક કાર્ય મુકરર કરેલા સમયે અને પદ્ધતિસર કરવાથી ઘણું કામ થઈ શકે છે તથા ઘણો વખત અને મહેનત બચી શકે છે. વ્યવસ્થા વિના કામ કરવાથી ઘણો વખત નકામો જાય છે અને કામ પણ કંઇ થતું જણાતું નથી—આળસ કંઈ પણ કરવા દેતું નથી. પરંતુ જ્યારે પ્રત્યેક કાર્ય કરવાનો નિયમ કરેલો હોય છે તથા વખત મુકરર કરેલો હોય છે, તો તે કાર્ય તેની મેળે જ થયે જાય છે. સમય તેને પ્રેરણા કર્યા સિવાય જાતે કરાવી લે છે. રૂપિયાને બચાવવા તથા ખર્ચવામાં પણ નિયમની જરૂર છે. નિયમ ન રહેવાથી કોઈ કોઇના હાથમાંથી રૂપિયા એવા તો ઉડી જાય છે કે જાણે તેને પાંખો આવી! અમે પ્રથમ જ જણાવી ગયા છીએ કે પુરૂષો કેટલા ઉડાઉ હોય છે. સ્ત્રીઓ પણ કંઇ ઓછી ઉડાઉ હોતી નથી. સેંકડે દશને પણ એ ખબર હોતી નથી કે અમે અમારી આવકને કેવી રીતે વાપરીયે. અમારે કઇ વસ્તુ ખરીદવી જોઇએ તથા કઈ વસ્તુની આશાનો ત્યાગ કરવો જોઇએ, કઈ વસ્તુ અમને પ્રાપ્ત થઈ શકે તેમ છે અને કઇ વસ્તુ અમારે માટે જરૂરની છે. આપણા દેશની સ્ત્રીઓને ઘણુંખરૂં એ વાતનો વિચાર પણ હોતો નથી. ગમે તો કોઇ સ્ત્રીના સ્વામીની આવક પચ્ચાશ રૂપિયાની હોય, કોઇના સ્વામીની સો રૂપિયાની તથા કોઇના પતિની દશની હોય, પરંતુ તેમની સ્ત્રીઓ ઘણું ખરૂં એવું જ ઇચ્છે કે અમે સરખી સ્થિતિમાં રહીએ. જો અમુક સ્ત્રીની પાસે સોનાનું કડું છે—અમુક સ્ત્રીના ગળામાં હાર છે, તો મારે પણ તેવાં જ ઘરેણાં હોવાં જોઇએ. જો અમુક સ્ત્રીએ પોતાની પુત્રીને કન્યાદાનમાં આટલું આપ્યું, તો હું પણ તેટલું જ આપું. એવી દેખાદેખીથી થતાં ખર્ચોને લીધે જ આપણો દેશ દિવસે દિવસે નિર્ધન થતો જાય છે.

સ્ત્રીને માટે જરૂરીની વસ્તુ પરિશ્રમ છે, કેમકે પરિશ્રમ વડે જ પ્રત્યેક કાર્ય થઈ શકે છે. પરંતુ વ્યવસ્થા વિના એકલો પરિશ્રમ કરવાથી કંઈ લાભ થતો નથી. જે સ્ત્રી એકલો પરિશ્રમ જ કરે છે, તે કોઇ કોઈ વખતે ગભરાઇ જાય છે, પણ જે પરિશ્રમની સાથે વ્યવસ્થાનું પણ ધ્યાન રાખે છે તથા નિયમ પ્રમાણે ચાલે છે તે જરા પણ ગભરાયા સિવાય શાંતિથી દરેક કામ કરી શકે છે.

ગૃહપ્રબંધને માટે પરિશ્રમ સિવાય બીજી પણ કેટલીયે વાતોની જરૂર છે. દૂરદર્શક થવું ઘણું જ જરૂરનું છે. એ ગુણ મ્હોટા વિચાર તથા અનુભવથી પ્રાપ્ત થાય છે. એનો અર્થ જ બુદ્ધિમત્તા છે. એના વડે જ આપણને યોગ્ય અયોગ્ય, ઉચિત અનુચિતનું જ્ઞાન થાય છે. શું કરવું જોઇએ અને કેમ તથા ક્યારે કરવું જોઇએ, એ બાબતો તેનાથી જ જણાય છે. એ પ્રત્યેક કાર્યને માટે સમય અને વ્યવસ્થા નિયત કરી આપે છે. એ ગુણ જ્ઞાન તથા અનુભવથી વધે છે. એનો અભ્યાસ કરવો એ પ્રત્યેક ગૃહિણીનું કર્ત્તવ્ય છે.

બીજો ગુણ સ્ત્રીને માટે જરૂરનો એ છે કે દરેક કામ મુકરર કરેલા વખતે કરવામાં આવે તથા એક મિનિટ પણ નકામી ન ગુમાવે. જો એ નિયમની તરફ બરાબર ધ્યાન આપવામાં આવે તો મોડું ખાવાથી, મોડું સૂવાથી, મોડું ઉઠવાથી જે અનેક જાતની આપત્તિઓ આવે છે, તે ઘણી જ જલદીથી દૂર થઇ જાય. જે સ્ત્રી સમયની કિંમત સમજતી નથી, પોતાનાં વચનોને પૂરાં કરતી નથી, તે સર્વની નજરમાં હલકી પડી જાય છે. તેનું કારણ એ કે તેના ઘરનાં મનુષ્યોનો ઘણો ખરો સમય નષ્ટ થઈ જાય છે. તે તેમનાં કાર્યો, તેમના સંકલ્પો તથા તેમના વિચારોમાં અડચણકર્ત્તા થઈ પડે છે તથા તેમને માટે દુઃખનું કારણ થઈ પડે છે. સમય સાધારણ વસ્તુ નથી પણ

અમૂલ્ય છે. એનો આદર કરવો—એને ઉપયોગમાં લેવો એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. એ સુખ, શાંતિ તથા વૃદ્ધિનું મૂળ છે.

સ્ત્રીમાં સાહસ તથા દૃઢ પ્રતિજ્ઞાની પણ અત્યંત આવશ્યકતા છે. જે વાતનો નિશ્ચય કરો, જે નિયમ નક્કી કરો તથા જે વ્યવસ્થા સ્થાપો, તેના ઉપર સદા દૃઢ રહો. સબળ કારણ વિના કદિ પણ તેનાથી વિમુખ ન થાઓ. ભલે શરૂઆતમાં મૂશ્કેલીઓ માલમ પડે, પરંતુ તેની બિલકુલ પરવા ન રાખો. ધૈર્યથી તથા શુદ્ધ અંતઃકરણથી તેનું પાલન કરે જશો તો એક દિવસ અવશ્ય તમને તેનું ફળ પ્રાપ્ત થશે.

જીવનને આનંદમય બનાવવા માટે બીજા પણ કેટલાક ઉપાયો છે. પોતાના સ્વભાવને કાબૂમાં રાખવો એ પણ એક મહાન્ ઉપાય છે. એ પ્રમાણે કરવાથી જેટલી દુષ્ટ વાસનાઓ છે, તે સર્વનો નાશ થઇ જશે અને વાસનાઓનો નાશ થઇ જવો એ જ ખરૂં સુખ છે. નકામી વાસનાઓએ જ આપણને દુઃખી કરી મૂક્યા છે.

ક્ષમા, પ્રફુલ્લતા તથા માયાળુતાથી આપણે જ્યારે ઇચ્છીએ ત્યારે આનંદિત થઇ શકીએ છીએ. માત્ર ઇચ્છાની જ વાર છે. કેવળ એથી આપણે પોતાને જ માટે નહિ પણ આપણી આસપાસ વસતા બીજાઓને માટે પણ આનંદની વૃષ્ટિ કરી શકીએ છીએ. આપણે પોતાનામાં તથા આપણી પાસે રહેનારાઓમાં આનંદદાયક વિચારોનો પ્રકાશ કરી શકીએ છીએ, પોતાની ઇચ્છાઓને શુદ્ધ કરી શકીએ છીએ તથા સભ્યતા અને સદાચરણના નિયમોનો પ્રચાર કરી શકીએ છીએ.

સભ્યતા પણ એક અમૂલ્ય ગુણ છે. જે વ્યક્તિમાં એનો અભાવ છે, તેનામાં એમજ માનો કે મનુષ્યત્વનો પણ અભાવ છે. સભ્યતા સિવાય સઘળું નકામું છે. અસભ્ય મનુષ્ય ભલે ગમે એટલો શુદ્ધ હૃદયનો તથા સદાચારી હોય; પરંતુ સભ્યતા સિવાય તેના

સર્વ ગુણ ઢંકાઈ જાય છે. સભ્યતાથી મનુષ્ય સર્વપ્રિય તથા પ્રસન્નચિત્ત રહે છે. એટલા માટે ગૃહિણીએ સભ્યતાથી વિભૂષિત થવાની અત્યંત આવશ્યકતા છે. તેના મનોભાવ, તેના શબ્દ તથા તેનાં કાર્ય સંપૂર્ણ સભ્યતાને અનુકૂળ હોવાં જોઇએ. એ સ્મરણમાં રાખવું જોઇએ કે ખરી સભ્યતા તે જ છે કે, જેમાં શિષ્ટાચાર તથા પ્રીતિપૂર્ણ વ્યવહાર હોય.

જે સભ્યતાથી વ્યવહાર કરે છે, તે એ વાતનું પ્રમાણ આપે છે કે હું ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયો છું, પરંતુ એને ધન સંપત્તિ સાથે કંઈ સંબંધ નથી. એક ધનવાન નિર્ધનમાં નિર્ધન માણસની સાથે પણ સભ્યતાથી વ્યવહાર કરી શકે છે. એમાં કંઇ પણ ખર્ચ થતું નથી. એક પૈસો પણ ખર્ચ કર્યા સિવાય તેનો વ્યવહાર કરી શકાય છે. પરંતુ વાત એ છે કે એનો અભ્યાસ કરવો પડે છે. કેટલાક માણસો તો જન્મથી જ સભ્ય ઉત્પન્ન થાય છે. પરંતુ એ ગુણ વધારે માણસોમાં હોતો નથી. એટલા માટે બાલ્યવસ્થામાંથી જ બાળકોને તેનો અભ્યાસ કરાવવો જોઇએ. અને તેને માટે સર્વથી ઉત્તમ ઉપાય એ છે કે બાળકનાં માતાપિતા, ભાઇ ભાંડુ તથા ગુરૂ જાતે દૃષ્ટાન્તરૂપ બનીને તેમને શિખવાડે. એ વિષયનું કોઇ પુસ્તક ભણાવવાની જરૂર નથી. ફક્ત નમુનારૂપ પોતાના વર્તનથી તેમને તાદૃશ દેખાડી દેવાની જરૂર છે.

કેવળ ધનવાનોને માટે જ સભ્યતાનો અભ્યાસ કરવાની જરૂર નથી; એની જરૂર મનુષ્ય માત્રને માટે છે. આપણે હમેશાં બીજાઓની સાથે—પછી તે ગમે તેવી સ્થિતિના તથા કોઈ પણ જાતિના માણસો હોય—સભ્યતાપૂર્વક વર્ત્તવું જોઇએ. એ બાબતમાં આપણે ફ્રેંચ લોકોનું શિક્ષણ ગ્રહણ કરવું જોઇએ. ત્યાંના લોકો એક બીજાની

સાથે ફક્ત મિત્રતાનો જ વ્યવહાર કરે છે, તેમના ભાવોનો જ આદર-સત્કાર કરે છે, એટલું જ નહિ પણ એક બીજાની વસ્તુઓનું રક્ષણ કરવાનું પણ પોતાનું કર્ત્તવ્ય ગણે છે. ત્યાંના બાળકોને શરૂઆતથી જ સભ્યતાનો સરસ અભ્યાસ કરાવવામાં આવે છે. ફ્રેંચમેનો સ્વદેશી કિંવા પરદેશી સર્વની સાથે મિત્રના જેવો વ્યવહાર રાખે છે. ભૂલચૂકે પણ કદિ કોઇને કઠોર શબ્દ કહેતાં નથી. ફ્રાન્સની ભૂમિ સભ્યતાની ખાણ છે. ઉંચથી નીચ પર્યંત, વૃદ્ધથી ન્હાના બાળક પર્યંત, પ્રત્યેક જણમાં સભ્યતા સંપૂર્ણ ભરી હોય છે. તેમનો ભાવ, તેમનાં વચન, તેમનાં કામ, સંપૂર્ણ સભ્યતાભર્યાં હોય છે. દિલગીર થવા જેવું એ છે કે ભારતવર્ષમાં એ ગુણની ઘણી જ અછત થઈ ગઈ છે. જે દેશ એક સમયે સભ્યશિરોમણિ ગણાતો હતો, ત્યાં જ હવે સભ્યતાની તરફ ઘણું જ થોડું ધ્યાન આપવામાં આવે છે. માતા પિતા જાતે જ પોતાનાં બાળકોને અસભ્યતાના પાઠ શિખવાડે છે. કોઇને માન આપવું, કોઇના પ્રત્યે સ્નેહભાવ રાખવો, કોઈ અસહાય દીન દુઃખી મનુષ્યની રક્ષા કરવી, કોઇની સાથે મીઠા મધુર શબ્દો બોલવા, કોઇનો જીવ ન દુઃખાવવો વગેરે ગુણોનું ઘણું ખરૂં શિક્ષણ જ આપવામાં આવતું નથી. બાળક શરૂઆતમાં જ પોતાના ઘરમાં પોતાના માતા-પિતા, ભાઈ ભગિનીઓને એ ગુણોથી ઉલટું વર્ત્તન કરતાં જુએ છે, એટલા માટે તેઓ પણ મ્હોટાં થતાં તેમનાં જ અનુયાયી થઈ જાય છે. એથી જ દિવસે દિવસે આપણી અવનતિ થતી જાય છે. જો આપણે આપણી ઉન્નતિ કરવા ઇચ્છતા હોઇએ, તો આપણે સભ્યતાને ગ્રહણ કરવી જોઇએ તથા પ્રારંભથી જ આપણાં બાળકોને તેનો અભ્યાસ કરાવવો જોઇએ.

આપણે આપણા જીવનમાં સભ્યતાનો વખતો વખત ઉપયોગ

કરી શકીએ છીએ. ખાતાં પીતાં, ઉઠતાં, બેસતાં, ચાલતાં, ફરતાં, ઘરમાં, નિશાળમાં, ઑફિસમાં, અદાલતમાં, વગેરે દરેક સ્થળે અને દરેક કાર્યમાં તેનો વ્યવહાર થઈ શકે છે. જો આપણા અંતઃકરણમાં બીજાઓને આપણા પ્રિય શબ્દો તથા ભાવોથી પ્રસન્ન કરવાની સહેજ પણ ઈચ્છા હોય, તો પ્રત્યેક કાર્યમાં સભ્યતાનો પ્રયોગ કરવાની સહેજમાં ટેવ પડી જશે. બીજાની સાથે પ્રેમપૂર્વક વર્ત્તવાથી કેવળ તેઓ જ પ્રસન્ન થતા નથી, પરંતુ તેથી દશગણો વધારે આનંદ પ્રેમપૂર્વક વર્તનારને થાય છે. જો કોઇ વૃદ્ધ પુરૂષ આવે છે અને આપણે નમ્રતાથી ઉભા થઇને તેને આદરસત્કારથી જગ્યા આપીએ છીએ, જો કે જોવામાં તો એક નજીવું કાર્ય છે, પણ તેથી આપણા હૃદયમાં તેની મેળે એક જાતનો અપૂર્વ આનંદ ઉત્પન્ન થાય છે. બીજાઓને પણ આપણી સભ્યતાથી આનંદ થાય છે અને તેઓ આપણો આદર કરવા લાગે છે.

ફક્ત ન્હાનાએ મ્હોટાની સાથે અથવા સેવકે સ્વામીની સાથે કિંવા શિષ્યે ગુરૂની સાથે જ સભ્યતાથી વર્તવું જોઇએ એમ નથી, પરંતુ મનુષ્ય માત્રે સભ્યતાથી વર્તવું જોઇએ. સાધારણ સ્થિતિના માણસોએ તો જેઓને હમ્મેશાં એક બીજાની સાથે કામ પડે છે—એ વિષે પૂરેપૂરૂં ધ્યાન આપવું જોઇએ. સભ્ય મનુષ્યનો સર્વજણ સત્કાર કરશે અને ધીમે ધીમે તેનું અનુકરણ કરવા લાગશે. બેન્જામિન ફ્રેંકલિનનું નામ તો સર્વ જણે સાંભળ્યું જ હશે, તે પ્રારંભમાં એક સાધારણ કંપોઝીટર ( છાપખાનામાં બીબાં ગોઠવનાર ) હતો. તેણે એ અવસ્થામાં પણ પોતાની સભ્યતાથી સર્વ ઉપરીઓ તથા કાર્ય કર્ત્તાઓને સંપૂર્ણ રીતે મુગ્ધ કરી નાંખ્યા હતા.

સભ્યતા અને શિષ્ટાચાર સિવાય જાત જાતના આમોદ પ્રમોદથી

પણ પવિત્ર અને નિષ્પાપ આનંદ મેળવી શકાય છે. એકનું એક જ કામ કોઈ માણસ સતત કરી શકતો નથી. માટે મનોરંજન, વિશ્રામ અને વ્યાયામને માટે પણ થોડો સમય અવશ્ય હોવો જોઇએ. એ કેળવણીનું એક મુખ્ય અંગ છે. એ વિના શિક્ષણ અધૂરૂં છે. છોકરો ક્રિકેટ, ફુટબોલ કે ગેડીદડો આદિ રમતો રમવામાં નકામો સમય ગુમાવે છે, એમ સ્હમજવામાં મ્હોટી ભૂલ છે. કોઈ પ્રકારે પણ મનને રાજી રાખવાથી—ગમે તો તે શારીરિક હોય, કિંવા માનસિક હોય—સમયનો દુરૂપયોગ થતો નથી, પણ તેનો યથેચ્છ સદુપયોગ થાય છે, એમ જ સમજવું જોઇએ.

જો તમને ઉત્તમ સ્વાસ્થ્યની ઇચ્છા હોય, જો તમે શારીરિક સુખ પ્રાપ્ત કરવાની અભિલાષા રાખતા હો, તો વિશ્રામ તથા વ્યાયામનો ત્યાગ કરતા નહિ. માનસિક શ્રમ પછી વ્યાયામ કરવો અને વ્યાયામ પછી આરામ લેવો એ જ સ્વાસ્થ્યનો મૂળ મંત્ર છે. જો તમે એ પ્રમાણે નહિ કરો, આરામ નહિ લ્યો અને વ્યાયામ નહિ કરો, તો શારીરિક વ્યાધિઓ તમારી ઉપર ચડાઇ કરશે અને મરતાં સુધી તમારો પીછો છોડશે નહિ. ઘણું ખરૂં એવું જોવામાં આવે છે કે પરીક્ષાનો સમય પાસે આવતાં વિદ્યાર્થીઓ રાત દિવસ વાંચવા લખવામાં મંડયા રહે છે. નથી વિશ્રામ લેતા કે નથી વ્યાયામ કરતા તથા રાત્રે પુરતા ઉંઘતા પણ નથી. તેમને એ કામને માટે વખત જ મળતો નથી. એ વિષયમાં એક મ્હોટા અનુભવી વિદ્વાનનું કહેવું છે કે, "જેને વિશ્રામ તથા વ્યાયામને માટે વખત મળતો નથી, તેને રોગ તથા વ્યાધિને બોલાવવા માટે ઘણો જ જલદીથી વખત મળે છે."

શ્રમ કર્યા પછી સ્વાભાવિક રીતે મનુષ્યને વિશ્રામ કરવાની તથા દિલ બહેલાવવાની ઇચ્છા થાય છે. એ ઇચ્છાને દબાવી શકાતી

નથી. કોઇને કોઈ રૂપમાં જરૂર પ્રકટ થાય છે. જો તમે સુખેથી લાભ લેવાને માટે વખત આપતા નથી, તો તમારી હાનિકારક કાર્યોમાં પ્રવૃત્તિ થઇ જશે. તે રોકાઈ શકાતી નથી એ મતને પુષ્ટિ આપતાં એક વિદ્વાન્ કહે છે કે, જો તમે બુરાઇને દૂર કરવા ઇચ્છતા હો, તો તેને બદલે કોઈ ભલાઇનો આશ્રય લ્યો.

જીવન એ પ્રમાણે બીજા પણ કેટલાક ઉપાયોથી આનંદપૂર્ણ બની શકે છે. સારાંશ એ છે કે પ્રત્યેક પદાર્થને ઉપયોગમાં લ્યો. કોઇને પણ તુચ્છ ન ગણો. સાધારણમાં સાધારણ વસ્તુ પણ અત્યંત ઉપયોગી અને આવશ્યક છે. ખરા હૃદયથી પ્રકૃતિની ઉપાસના કરો. ચક્ષુઓ ઉઘાડીને તેનાં સુંદર, અનુપમ દશ્યો જુઓ. કૃતિનો પણ યથેષ્ટ આદર કરો. પ્રેમ અને પ્રીતિનો વ્યવહારમાં ઉપયોગ કરો. એ પ્રમાણે કરવાથી તમને પણ આનંદ પ્રાપ્ત થશે અને બીજાઓને પણ આનંદ થશે. તમે અધમ મનુષ્યોની પંક્તિમાંથી નિકળી જઇને ઉચ્ચ પંક્તિ ઉપર ચઢી જશો, ઉચ્ચતમ પરમબ્રહ્મ પરમાત્માના જેવા થવાની ભાવના કરવા લાગશો અને અંતે સંસારમાંથી નિકળી મોક્ષધામમાં જઈ બિરાજશો—જ્યાં કોઈ પણ પ્રકારની આકુળતા નથી, કેવળ સાશ્વત સુખ અને આનંદની પરિપૂર્ણતા છે.



# કેટલાંક નવીન પુસ્તકો.

**બાલગીતા**—(પૂર્વાર્ધ) શ્રી કૃષ્ણે ગીતામાં પ્રબોધેલો મનુષ્ય ધર્મ બાળકો સહેલાઇથી સમજી શકે તેવા હેતુથી ખાસ લખેલા આ પુસ્તકમાં ગીતાના પહેલેથી નવ અધ્યાય દૃષ્ટાન્ત સાથે સમજાવ્યા છે. **કિંમત રૂ. અર્ધો.**

**જાદુઇ બાગ**—ભાગ ૧ લો. "મેજીક ગાર્ડન" નામે ઉત્તમ ગણાતા બાળોપયોગી અંગ્રેજી પુસ્તક ઉપરથી આ પુસ્તક લખાયેલું છે. તેમાં બાળકોને ગમ્મત ને મઝા પડે તેવી બોધક વાર્તાઓ છે. **કિંમત આઠ આના.**

**સુશિક્ષિત સ્ત્રી** બાળકોના ગૃહ શિક્ષણનો આદર્શ—કેળવાયલી માતા પોતાનાં બાળકોને ઘરમાં કેવી સરસ રીતે તેમનું જીવન ઘડવાનું શિક્ષણ આપી શકે તેના આદર્શ રૂપ આ નવલકથા છે. **કિંમત રૂ. એક.**

**સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ**—ખંડ ૧-૨ ભેગા આ પુસ્તકમાં બાળ કેળવણી તથા બાળ ઉછેર સંબંધી પતિ પત્નીના પત્રવ્યવહારના બત્રીસ પત્રો છે. આ પત્રો કલ્પિત નહિ, પણ પતિ પત્નીને બાળકોની માતાઓને ખાસ વાંચવા યોગ્ય છે. **કિંમત રૂપિઓ એક.**

**સ્વામી વિવેકાનન્દ**—(ગદ્ય નાટક) સ્વામીજીએ અમેરિકામાં જઈ ત્યાં હિન્દુ ધર્મનો પ્રચાર કર્યો, ને ત્યાંના લોકો સમક્ષ તેની મહત્તા પર જે પ્રકાશ નાખ્યો એ સર્વ બાબતોનું આ નાટકમાં ઘણુંજ સુન્દર ચિત્ર આલેખવામાં આવ્યું છે. તેની સાથે હાસ્યરસની મનોરંજક સામગ્રી તથા પ્રેમનું સાહિત્ય ભરપૂર છે. **કિંમત રૂ. સવા.**